શ્રી જૈન સાહિત્ય પરિષદ્ સુરતમાં રજુ થયેલ નિબંધ

યોગનિષ્ઠાધ્યાત્મ જ્ઞાનદિવાકર જૈનાચાર્ય

# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ.

## હેમનું જીવન અને ગુર્જર સાહિત્ય.

સૂરત, તા. ૧૯-૨૦-૨૧-૨૨ મે, ૧૯૨૪ સં. ૧૯૮૦.



લેખક-પ્રકાશક,

મણિલાલ મોહનલાલ પાદરાકર, મુ. પાદરા.

સુરત-ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય

# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ.

## ત્હેમનું જીવન અને ગુર્જર સાહિત્ય.

લેખક—મણિલાલ મો. પાદરાકર, પા રા.

जयन्ति ते सुकृतिनो रससिद्धा कवीश्वराः
नास्ति येषांयशः काये जरामरणजं भयम् ॥

"રોમ રોમ પ્રદેશમાંરે, લોકાલોક સમાયો,"
"ચૌદ બ્રહ્માંડ નાટક સહુરે, પ્રીતિ પ્રદેશે સુહાયો;"
"આતમ્! અલખ લીલાએ સવાયો."

"ઉત્પત્તિ વ્યય ધ્રુવતારે, સર્વ દ્રવ્ય નિપાયો!"
"સ્વપર પ્રકાશક જ્ઞાનથીરે, સમયે સમયે જણાયો." આતમ૦

"વ્યક્તાવ્યક્ત સહુ ધર્મનેરે, અનુભવમાંહિ લખાયો!"
"વક્તવ્યાવક્તવ્યથીરે, ધર્મ અનંત ભણાયો" આતમ૦

"સત્તા વ્યક્તિમય પ્રભુરે, ષટ્કારકમય ભાયો,"
"ષટ્ગુણ હાની વૃદ્ધિથીરે, સૌ પર્યાય મનાયો." આતમ૦

"પિંડ વિષે પરમાતમારે, સત્તાએ સમજાયો,"
"સ્યાદ્વાદ ધર્મે સદારે, અનુભવ ગમ્ય ગણાયો." આતમ૦

"સર્વ જ્ઞાનીઓ જે કહેરે, તે સૌ તુજમાં માયો,'
"બુદ્ધિસાગર" ધર્મમાંરે, કારણ કાર્ય સવાયો." આતમ૦

શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ

ભજન સંગ્રહ ભા. ૮ પૃ. ૨૮૪.



## શાર્દુલ.

**આત્મજ્ઞાનની મૂર્તિ શા સરલને શાંતિ સમાધિભર્યા !**
યોગીરાજ સમર્થ સત્કવિમહા આચાર્ય સાહિત્યના !

દિવ્યાત્મા ગિર્વાણુના પ્રખરેજ વિદ્વાન વક્તા મહા !
ત્યાગી પૂર્ણ વિરાગની સુપ્રતિમા, ખાખી સુસાધુ અહા !

ગ્રંથો આત્મજ્ઞાન કુંજ સરખા જેણે રચ્યા અણુમુલા !
સિદ્ધાંતો સ્યાદ્વાદના રગ રગે રેલી રહ્યા દોહ્યલા !

મુક્તિમાર્ગ પ્રવાસી અદ્‌ભુત સુરિ કરૂણાની મૂર્તિ સમા !
વંદુ સદ્‌ગુરૂ બુદ્ધિસાગર–મણિમય યોગ દીવાકરા ! ! !

**પાદરાકર.**

---

**સાહિત્ય વિલાસી બંધુઓ અને બહેનો !**

આપણી પ્રથમ જૈન ગુજરાતી સાહિત્ય પરિષદનાં દર્શને કયો ગુર્જર સાહિત્યપૂજક જૈન હર્ષાન્વિત ન થઇ જાય ? શ્રી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમાં મળી અને સ્ટેજ પર જ્યારે મ્હે મ્હારા ભાષણમાં "જૈન ગુજરાતી સાહિત્ય પરિષદ તમે ઘણી જલદી જોશો" એમ કહ્યું. ત્યારે મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે જૈન ગુર્જર સાહિત્ય પરિષદના ઉદ્‌ભવના મ્હારા મનોરથ આટલા જલદી સફળ થશે. ભાવનગર ખાતે શેઠ કુંવરજીભાઇ, મોતીચંદભાઇ કાપડીયા પરમાનન્દભાઇ, મોહનલાલ દેશાઇ, ભાઇ લાલન, ગોકુલદાસ ગાંધી, માવજી દામજી, શિવજીભાઇ અને અને વલ્લભદાસ ગાંધી આદિ સાથે મ્હારા અમદાવાદના ઉત્સાહી મિત્ર રા. મુલચંદભાઇ વેરાટીની સમ્મતિથી સ્વતંત્ર જૈન સાહિત્ય પરિષદ બોલાવવાનો ઉહાપોહ ચલાવેલો, ને એટલામાં તો શેઠ જીવણચંદ ઝવેરી વિગેરેના પ્રયાસથી જૈન સાહિત્ય પરિષદની કુમકુમ પત્રિકા મારા મનોરથનું મૂર્ત સ્વરૂપ લઇ આવી ઉભી. ને મ્હને આનંદમાં ગરકાવ કર્યો

શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદમાં મુઠીભર જૈન વિદ્વાનોને થોડી મિનિટો જૈન સાહિત્યની ચર્ચા માટે આનાકાની સાથે અપાય ને તેમના સાહિત્યને છુટકે ન છુટકે સંભળાય આ બાબતે મ્હારૂં લક્ષ્ય ખેચ્યુ અને આજ આપણે સ્વતંત્ર જૈન પરિષદ ભરી, વિશ્વમાં મોટામાં મોટા સાહિત્યના અમૂલ્ય વારસા સાથે આપણે ગુજરાતમાં સગર્વ ઉભા રહી, આપણી વિદ્યા સાહિત્યની દિવ્ય દોલત ગુજરાતને ચરણે ધરી શકીશું એ ઓછા ગૌરવની વાત નથીજ ! આ તકે હું શ્રીમાન્ જીવણચંદભાઇ તથા મુનિ માણેકમુનિજી તથા અન્ય સાહિત્ય પ્રેમી સુરતના વિદ્વાનોને આ સત્કાર્યના પ્રારંભ માટે અભિનન્દન આપુ છું. શાશન દેવો ! આ પરિષદને દીર્ઘાયુ અને અમિત આત્મબળ સમર્પો ને પ્રાચીન અર્વાચીન જૈન સાહિત્યનો ભાનુ વિશ્વાકાશમાં પૂર્ણ તેજથી પ્રકાશો !

બાંધુઓ ! આજ આપની સમક્ષ હું એક મહાપુરૂષની જીવની અને ત્હેમના ગુર્જર સાહિત્યની સાથે રજુ થાઉં છું. પ્રાતઃ સ્મરણિય–મહા કવિરાજ–જ્ઞાનમસ્ત પંડિત પ્રવર શ્રીમદ્ બુદ્ધિસાગરજી અને ત્હેમની અદ્વિતીય ગુર્જર સાહિત્ય સેવા જાણીતાં છે. ત્હેમના રચેલા ગદ્યાપદ્ય મહાગ્રંથો એટલા બધા છે કે તે પર સંપૂર્ણ વિવેચન કરવું એ મ્હારી શક્તિની બહારછે.

આશય ધીનીધીવચનનો, અતિ ગંભિર ઉદાર !
બાલક બાંહ્ય પસારીને, કહે ઉદધિ વિસ્તાર !

તેમ તેમના ગ્રંથોનો સાર ટુંકમાં કેમ કહી શકાય ? છતાં **शुभे यथाशक्ति यतनीयं** યથાશક્તિ શુભ પ્રવૃત્તિ આદરણીય ગણી ભક્તિવશ આ કાર્યમાં ઉદ્યુક્ત થાઉં છું ને ભકતામરજીમાં કહ્યા પ્રમાણેજ,

**अल्पश्रुतं श्रुतवतां परिहासधाम, त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम ।**
**यत्कोकिल: किलमधौमधुरं विरौति, तच्चारुचाम्रकलिका निकरैक हेतु ॥**

આ પ્રયત્ન સેવાય છે.

**મહાપુરૂષોનો ઉદ્ભવ.**

મહાપુરૂષોનો ઉદ્ભવ હમેશાં વિશ્વકલ્યાણને અર્થેજ હોય છે. તેઓ વિશ્વમાં ફેલાવલા અજ્ઞાન, વ્હેમો, હિંસા, દુરાચારો, પાખંડો, અરાજકતા, ખોટી રૂઢિઓ, રૂપી અંધકારને પોતાના જ્ઞાનોપદેશ અને સત્ચારિત્રવડે દૂર કરી સત્ જ્ઞાન ભાનુના પ્રકાશવડે પ્રકાશ પ્રકટાવી જગત્‌ને જગાડે છે અને તેને ખરા માર્ગે દોરી, અધઃપતનથી ઉદ્ધારી, પ્રભુપ્રાપ્તિના ખરા માર્ગે મુકી દેય છે. આવા આદર્શ મહાપુરૂષો પૈકી શ્રીમદ્ બુદ્ધિસાગરજીનું જીવન અને ત્હેમનું ગુર્જર સાહિત્ય અત્ર સાદર કરવા રજા લેઉછું.

**શ્રીમદ્‌નો જન્મ.**

શ્રીમદ્‌નો જન્મ પ્રસિદ્ધ વિદ્યાપુર (વિજાપુર) શહેરમાં વિ. સં. ૧૯૩૦ના મહા વદી ૧૪ (શિવરાત્રી)ના રોજ થયો હતો. તેમના પિતા શિવજીભાઈ તથા માતુશ્રી અંબાબાઇ જ્ઞાતિ પાટીદાર છે. તેઓશ્રીને સંસારીપણામાં બે ભાઇઓ અને બે બ્હેનો હતાં.

કૂર્મ ક્ષત્રિય જાતના તેમના વડીલ હતા. તેમના પિતા ખેતીનો ધંધો કરતા અને તેમનું કુટુંબ સુખી હતુ અને હાલ પણ સુખી છે. શ્રીમદ્‌નું સંસારી નામ બહેચરદાસ હતું. આ બહેચરદાસને આપના લગભગ ૧૦૦ ગુર્જર–સંસ્કૃત–હિંદીભાષાના મહા ગ્રંથોના રચયિતા–સાગરગચ્છ ગગનદિનમણી, અદ્ભુત જ્ઞાની, મહાકવિ, પ્રખરવક્તા, અને સમર્થ લેખક શ્રીમદ્ પોતે હશે એમ કોણ કહી શકે ! પણ સત્યજ છે કે રત્નો કોલસાની ખાણમાંથી અને કુંદન માટીમાંથીજ પ્રકટે છે.

**અભ્યાસ.**

શ્રીમદે સાત વર્ષની વયે પ્રથમ ગામઠીશાળામાં અભ્યાસ શરૂ કરી ઉંચે નંબરે પાસ થઇ વિજાપુરના પ્રતિષ્ઠીત, જ્ઞાની, અનુભવી વયોવૃદ્ધ જૈન ગૃહસ્થ શેઠ નથુભાઈ મંછાચંદ (વિજાપુરના)ની વાત્સલ્ય ભરી મદદથી આગળ અભ્યાસ વધાર્યો અને ક્રમે ક્રમે વિજાપુર આદિ સ્થળોએ અભ્યાસ કરતાં હેમનામાં બુદ્ધિવિકાસ અને જ્ઞાનવિલાસ વધવાલાગ્યાં.

**કૌમાર્ય અને બ્રહ્મચર્ય.**

પિતા વિગેરે તરફથી લગ્ન માટે કહેવામાં આવતાં શ્રીમદે પોતે આ જન્મ કૌમાર્ય પ્રતિપાલનનો નિશ્ચય જણાવ્યો હતો. અને પોતે સમસ્ત જીવન બ્રહ્મચર્ય પ્રતિપાલનમાંજ વિતાવ્યું છે. આ શ્રીમદ્‌ની સંસારની ઉદાસીનતાજ જણાવે છે.

**વિરાગ દશા.**

પાદરાના ચાતુર્માસ દરમીયાન લેખકને અનુભવ છે કે શ્રીમદ્ માત્ર એકજ તરપણીમાં બપોરે એકજવાર જે મળે તે આહાર, પાણી વિગેરેથી નિરસ કરી વાપરતા. તેમજ સંસારીપણામાં પણ સ્વાદિષ્ટ પદાર્થો નિરસ ફીક્કા કરી વાપરતા, ઇન્દ્રિય લોલૂપતાપર સખ્ત અંકુશ બાલ્યાવસ્થાથીજ શ્રીમદે રાખ્યો છે જે અદ્યાપિ તેવોજ કાયમ છે.

**ઉદાસીનતા.**

મૂલથીજ શ્રીમદ્‌ને સંસારપર ઉદાસીનભાવ વર્તતો હતો. જાણે સાધુ થવાજ જન્મ્યા હોય તેમ સંસારના રંગરાગ, મોજમજાહ સ્નેહ–સંબંધો તરફ તદ્દન બેદરકાર અને આત્મધ્યાન તરફ અતિશય રૂચિવાળા હતા. સંસારની અસારતાના પાઠ શીખીનેજ જન્મેલા આ બાલ જોગીરાજને શાસ્ત્રાભ્યાસ, તપશ્ચર્યા, ગુરૂસેવા આદિ ઘણાંજ પ્રિય હતાં. અને આમ જીવન ગાળતાં, ભવિષ્યમાં વિશ્વના શિક્ષક થવાની આગાહી આપતાં હોય તેમ જૈન શાળાના શિક્ષક થયા. ને પવિત્ર જીવન ગાળવા માંડયું.

**ગુરૂ મિલન.**

સચ્ચારિત્ર ચૂડામણિ, ક્રિયાકાનન કલાપી મહાત્મા જ્ઞાની શ્રીમદ્ રવિસાગરજી મહારાજનાં તેમને સદ્‌ભાગ્યે દર્શન થયાં ને તેમનાપર શ્રીમદ્‌નો અપૂર્વ ભક્તિભાવ પ્રકટયો. શ્રીમદ્‌પર ગુરૂમહારાજની પૂર્ણ દયા પણ ઉતરી. આમ તેમની અને શ્રીમદ્ સુખસાગરજી મહારાજની સેવાભક્તિ કરતાં કરતા તેમને દિક્ષાના મનોરથો થવા લાગ્યા અને ખરેખર સત્પુરૂષોનું મિલન–દર્શન ક્યારેય નિષ્ફળ ગયાં છે ?

**દિક્ષા.**

માતાપિતાની હયાતીમાં દિક્ષા ન લેવાની વૃત્તિવાળા શ્રીમદ્‌નાં માતાપિતા ૧૯૫૬માં કાળ ધર્મ પામ્યા હતાં.

સં. ૧૯૫૪ના જેઠ વદી ૧૧ના રોજ શ્રી રવિસાગરજી મહારાજે કાળ કર્યો ત્યારે પણ શ્રીમદ્ ત્યાં તેમની સેવામાં હાજર હતા. જ્યારે ત્યારે તેમના ગુરુ સ્મરી અનિત્ય ભાવના શ્રીમદ્ ભાવતા હતા ધ્યાનના અભ્યાસ આ વખતે શ્રીમદ્‌ને ઘણો વધ્યો હતો. ૧૯૫૭ના માર્ગશિર્ષમાં શ્રીમદ્ પાલનપુરમાં શ્રી સુખસાગરજીનાં દર્શનાર્થે આવ્યા. ને શ્રી હિરવિજયસુરિના ઉપાશ્રયમાં ધ્યાન કરતા કરતા દિક્ષાના પરિણામ પૂર્ણ પણે વિકાસ પામ્યા. વૃદ્ધિ પામ્યા. તેજ રાત્રે આ સદ્‌વિચારો ગુરૂ મહારાજને દર્શાવ્યા. બપોરે જૈનશાળાની પરિક્ષા લીધા બાદ રાત્રે થયેલો આ નિશ્ચય શ્રી સંઘે જાણ્યો ને હર્ષ પ્રસર્યો. બીજે દિવસે સપ્તમીના રોજ શ્રી સંઘ સમક્ષ ભારે આડંબર પૂર્વક–પૂર્ણ પ્રેમથી શ્રીમદે સંસાર ત્યાગી દિક્ષા લીધી.

## પ્રથમ ચાતુર્માસ સુરતમાં.

ગુરૂમહારાજ સાથે વિહરતાં ૧૯૫૭ના ચૈત્ર માસમાં શ્રીમદ્ સુરત પધાર્યા. અને નેમુભાઈની વાડીમાં ચાતુર્માસ કર્યું. અહિં મુક્તાવલી આદિ ન્યાય કાવ્ય વિગેરેનો અભ્યાસ કર્યો. સાથે સાથે યોગોદ્વહન પણ ચાલતું હતું શ્રીમાન્ મહામુનિવર મોહનલાલજી મહારાજ પણ આ વખતે સુરતમાંજ ચોમાસુ હતા. ઉત્સવોની ધામધુમ ચાલતી હતી. અહીંજ શ્રીમદ્‌ને વડિ દિક્ષા આપવામાં આવી. અને ગુરૂશ્રીએ "જૈન ધર્મ અને ખ્રીસ્તી ધર્મનો મુકાબલો" નામક પુસ્તક રચ્યું. જેની નકલ પણ ન મળતી હોવાથી હમણાં તે ફરી છપાય છે. સિદ્ધિવિજયજી મહારાજને પન્યાસ પદવી નિમિત્તે શ્રી રત્નસાગર પાઠશાળા બોર્ડીંગની સ્થાપના થઇ તે રત્નસાગરજી તે શ્રીમદ્‌ના કાકાગુરૂ થાય. રત્નસાગરજી પાઠશાળા સ્થાપન કરવા તેમણે ભાષણ કર્યું હતું.

## બીજું ચાતુર્માસ પાદરામાં.

પાદરાના શ્રી સંઘના આગ્રહથી ૧૯૫૮નું ચોમાસુ શ્રીમદે પાદરામાં કર્યું, અને પાદરાને અનેક ધાર્મિક પ્રવૃત્તિઓનો લાભ મળ્યો. વકીલ મોહનલાલ હિંમચંદ (લેખકના પૂજ્ય પિતાશ્રી) વિગેરેએ શ્રીમદ્ પાસે ષટ્દ્રવ્ય વિચાર, આગળસાર, નવતત્વ, નયચક્ર સાર આદિ દ્રવ્યાનુયોગના ગ્રંથોનો અભ્યાસ કર્યો. અને તેમનાજ માટે ષટ્દ્રવ્ય વિચાર ગ્રંથની રચના કરી જે છપાયેલ છે. વ્યાખ્યાનમાં ઉપદેશ રત્નાકર ગ્રથ આદિ ગ્રંથો વંચાયા. અને અનેક જૈન તેમજ જૈનેતરોને ધર્મ શ્રવણનો અલભ્ય લાભ મળ્યો.

## અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળની સ્થાપના.

શ્રીમદ્‌ની વરદાયીની કલમ હવે સાહિત્ય ક્ષેત્રમાં વિહરવા લાગી. ૧૯૫૯ના પોષ માસમાં પાદરામાં શ્રી રવિસાગરજી ચરિત્રને શોક વિનાશક ગ્રથ લખ્યો. ૧૯૬૧માં વિજાપુરમાં કન્યાવિક્રય દોષ અને ૧૯૬૨માં પાદરામાં આ લેખકના ઉપદેશાર્થે ચિન્તામણિ ગ્રંથ લખ્યો ૧૯૬૪માં ભજન સગ્રહ ભા. ૧ લખ્યો જે અતિ લોકપ્રિય છે ને તેની ચાર આવૃત્તિઓ ખપી જવાથી પાંચમી આવૃત્તિ તૈયાર થાય છે. તેમાંના ભજન અતિ ઉત્કૃષ્ટ હોઇ સાહિત્યને કાવ્યની-દ્રષ્ટિએ ઉત્તમ કાવ્ય ગ્રંથ ગુર્જર ભાષામા પુરો પાડયો છે. ૧૯૬૪મા શ્રીમદે માણસામાં ચોમાસુ કર્યું. અને તેમના સદુપદેશથી શ્રી આત્મોપાસક યોગમંડળનો મેલાવડો ત્રણ દિવસ માટે થતાં ત્યાંના શ્રી સંઘે બહારથી વિદ્વાનોને બોલાવી અધ્યાત્મજ્ઞાનનાં વ્યાખ્યાનોની શ્રેણિ ચાલી. આજ પ્રસંગે "શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ"ની સ્થાપના કરવામાં આવી. (૧૯૬૪ના શ્રાવણ સુદ ૪) જે મંડળ તરફથી અત્યાર સુધીમાં ગુર્જરભાષાના તથા સંસ્કૃત હિન્દી ભાષાના આધ્યાત્મિક ધાર્મિક સામાજીક-નૈતિક દળદાર ૭૨ ગ્રંથો (શ્રીમદ્‌ના લખેલા તથા બીજા કેટલાક) પ્રકટ થઇ ચૂક્યા છે. જે પુસ્તકો ભારત વર્ષના કોઇપણ જૈન પુસ્તક પ્રચારક સંસ્થા કરતા સસ્તામાં સસ્તાં વેચાય છે પડતર કરતાં પણ ઘણીજ ઓછી કિંમતે જ્ઞાન પ્રસારાર્થેજ જૈન ધર્મનાં પુસ્તકો વેચનાર આ એકજ સંસ્થા છે જે અદ્યાપિ સુરક્ષિતપણે ચાલે છે. શ્રીમદ્ પુસ્તકો લખેજ જાય છે અને મંડળ તે પ્રકટ કરેજ જાય છે. શ્રીમદ્‌ના સદુપદેશનું આ સંગીન પરિણામ ગણી શકાય.

**શ્રીમંત ગાયકવાડ સરકારને સદ્બોધ.**

૧૯૬૫માં વિહાર કરતા કરતા શ્રીમદ્ પાદરા પધાર્યા હતા. અને શ્રી વૃદ્ધિસાગરજીને દિક્ષા આપી હતી. શ્રીમંત ગાયકવાડ સરકાર જેઓશ્રી ધર્મ તત્વના જીજ્ઞાસુ છે. તેમના આગ્રહથી સાક્ષરો તથા સરકાર સમક્ષ બહુમાનપૂર્વક શ્રીમદ્દે "આત્મોન્નતિ" એ વિષય પર બે કલાક સુધી વ્યાખ્યાન આપ્યું હતું અને તેથી શ્રીમંત તથા અન્ય સાક્ષરો અને સરદારો ઘણાજ સંતુષ્ટ થયા હતા. શ્રીમંતે તત્પશ્ચાત શ્રીમદ્ સાથે ધર્મ ચર્ચા ચલાવી સદ્બોધ પ્રાપ્ત કર્યો હતો. આ ભાષણનું ઈંગ્લીશ ભાષાંતર થયું છે.

**બીજીવાર ગાયકવાડ સરકારને બોધ.**

આ સદ્બોધની સુવાસ શ્રીમંતના હૃદયપર એટલી હતી કે શ્રીમંતે પુનઃ યોગ આવતાં ૧૯૭૫માં શ્રીમદ્દને પોતાના રાજમહેલમાં–વિલાયત જતા અગાઉ, બોલાવ્યા અને અને બે કલાક સુધી ધર્મ બોધ શ્રવણ કર્યો.

**પ્રખર વક્તૃત્વ શક્તિ.**

શ્રીમદ્દની પ્રખર વક્તૃત્વશક્તિનો ખ્યાલ તો જેમણે સદ્ભાગ્યે શ્રીમદ્દને સાંભળ્યા હશે તેમને સહજ આવી શકશે. સુરત, મુંબાઇ અને ગુજરાત, કાઠીઆવાડનો ઘણો ભાગતો તેમના વક્તૃત્વથી જ્ઞાત છેજ. વિશાળ અનુભવ સાથે વાંચન, સમયનુ જાણપણું, જૈનેતર સર્વ દર્શનના ગ્રંથોનું પાઠન, જૈનેતર વિદ્વાનોનો સહવાસ તથા આત્મજ્ઞાન રમણતા સાથે તેમને ધર્મની મહત્તા બતાવવાની કુશળતા આ સૌ તેમના વ્યાખ્યાનમાં તરવરી ઉઠે છે. જ્યારે આ બાલ બ્રહ્મચારી સંત મહાત્માનો વાણીસ્રોત ગભિર સાગર ગર્જન જેવા નાદ સાથે થાય છે ત્યારે આપણે તેમાં મસ્ત લયલીન બની રહીએ છીએ. કોઇ દિવ્ય ભૂમિકામાં વિહરીએ છીએ.

**અદ્ભુત લેખન શક્તિ.**

જેમની કલમ દિવસના ભાગમાં અવિરત પરિશ્રમે ચાલ્યાજ કરે છે, જે કલમે લગભગ ૧૦૦ જેટલા મહાન્ આધ્યાત્મિક તત્વજ્ઞાન જેવા ગૂઢ વિષયોને ચર્ચતાં ગદ્યને પદ્યમાં રસ સાગર રેલી નાંખી છે, જે કલમે ગુર્જરભાષાની ભારે સેવા બજાવતાં છતાં રસક્ષતિ યાને જૈનમત વિરૂદ્ધ પ્રરૂપણાના દોષને આવવા દીધો નથી, સંસ્કૃત અને હિન્દી ભાષામાં ધાર્મિક રસસાગર ઉછાળતાં ગ્રંથો આલેખ્યા છે અને જે ગ્રંથોની આવૃત્તિઓ છપાવા છતાં ગ્રંથો શિલિકે રહેતા નથી, જે કલમે આલેખાયલા ગ્રંથો બ્રીટીશ અને ગાયકવાડી રાજ્યે શાળાઓ લાયબ્રેરીઓ, ટ્રેઇનીંગ કોલેજોને ઇનામો માટે મંજુર કરી ઉત્તમોત્તમ ગણ્યા છે, અને જે કલમ ૨૫) વર્ષ અવિશ્રાંત લખવા છતાં અખંડિતપણે અદ્યપિ ચાલ્યાજ કરે છે તેને તો નમનજ કરાય, અને એ લેખકને કયો સાહિત્ય પ્રિય સજ્જન ઝુકી પડયા શિવાય રહે? આ તમામ ગ્રંથો શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ--પાદરા વકીલ મોહનલાલ હિંમચંદના ત્યાં મળી શકે છે.

## ઉત્કૃષ્ટ કવિત્વ શકિત

શ્રીમદ્‌ના ગ્રંથોએ ગુર્જર સાહિત્યને કેટલું બધું પોષી વૃદ્ધિગત કર્યું છે તે જોવા જાણવાને તેમના શતાધિક ગ્રંથો મોજુદ છે. શ્રીમદ્‌ની કાવ્ય શકિત જોતાં સહજ સ્વાભાવિક રીતેજ બોલી જવાય છે કે તેમને સરસ્વતી પ્રસન્ન છે. ચાલતાં, સ્તવન કરતાં, કે બેઠાં બેઠાં શ્રીમદ્ સરળતાથી ઉત્તમ રસીક ધર્મભાવના ભરી અર્થ ગાંભિર્યાદિગુણે મંડિત હઝારો પંકિતઓ બનાવી બોલી ઉઠે છે. આ પ્રવાહ એવો તો સરળપણે વહે છે કે સાંભળનાર ચકિત બની ઉઠે છે. આ શીઘ્ર ધર્મ કવિરાજની કાવ્ય ચમત્કૃતિની શકિત માટે તેમના ભજનના ૧૦ ભ ગો, સાબરમતી ગુણ શિક્ષણ કાવ્ય, ગહુલી સંગ્રહ ભા. ૧–૨. ગુરૂગિતગહુલી સંગ્રહ, પૂજા સંગ્રહ ભા. ૧–૨, ભારત સહકાર શિક્ષણ ભજન સંગ્રહ ભાગ ૧થી૧૦ ચોવીશી સ્તવન સગ્રહ, સુખસાગર. ગુરૂ ગીતા આદિ ઉત્તમ મહાન્ કાવ્ય ગ્રંથો પોતાના જ્ઞાનગભિત રસસાગર ઉછાળતા ગર્જ–ભૂભ્રમણ કરી વિશ્વને સદ્‌બોધ આપી રહ્યા છે. એટલુજ નહિ પણ શ્રીમદ્ આશિર્વાદ દઈ અનેક સુકવિઓ ઉત્પન્ન કર્યા છે. ગુર્જર સાહિત્યની આવી ઉગ્ર તપશ્ચર્યા પૂર્વકની સેવા થોડાજ જૈન લેખકોએ કરી અવબોધાય છે. અરે ! જે વિશાળ સાહિત્ય ઋદ્ધિનાઓના મહિના વાંચતાં થાકી જવાય છે તે લખતાં શ્રીમદ્‌ને કેટલી શકિત સમય ને અનુભવ જ્ઞાનનો વ્યય કરવો પડયો હશે? તેનો ખ્યાલ કરતાં શ્રીમદ્‌ની ઉચ્ચ કવિત્વ શકિતનુ માપ કાઢતાં ચકિત બની જવાય છે.

## સાહિત્ય પરિષદ્‌ની સેવા.

વડોદરા ખાતે ભરાયલી ચોથી ગુર્જર સાહિત્ય પરિષદ્‌માં વાંચવા સારૂ "શ્રીમન્ મહામહોપાધ્યાય યશોવિજયજી મહારાજનુ જીવન તથા તેમનું ગુર્જર સાહિત્ય" નામનો ઉત્તમ નિબંધ તૈયાર કરી મોકલી આપ્યો હતો. જે વંચાયો હતો અને છપાયો હતો.

## પરોપકારી ધાર્મિક કૃત્યો.

અમદાવાદ જેવા મોટા શહેરમાં જૈન બાલકો સાધનના અભાવે ભણતાં રવડી જતાં. ખ્રીસ્તી યા સમાજીસ્ટ બની જતાં જોઇ શ્રીમદે દાનવીર શેઠ લલ્લુભાઇ રાયજીને પ્રતિબોધ કરી શ્રી જૈન શ્વેતાંબર મૂ. બોર્ડીંગ ખોલાવી. જે અમદાવાદમાં ઘણે ભાગે પહેલીજ હતી. આમાં અનેક વિદ્યાર્થીઓ ભણી આગળ વધ્યા છે ને હાલપણ ૮૫ વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ રહ્યા છે.

## શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ

સિદ્ધક્ષેત્ર ખાતેની આ ઉપયોગિ સસ્થાને પગભર કરવામાં સદુપદેશદ્વારા શ્રીમદ્ ઘણો મોટો ફાળો આપ્યો છે. ને અપાવી રહ્યા છે. અત્યારે તો આ સંસ્થા ઘણાજ સારા પાયાપર સુન્દર રીતે ૮૫) વિદ્યાર્થીઓને પોષી સંગીન કાર્ય કરી રહેલ છે.

## વિજાપુર જૈન જ્ઞાનમંદિર

શ્રીમદ્‌ના ઉપદેશથી વિજાપુરના શ્રી સંઘે પથ્થરનું એક વિશાળ ઉત્તમ જ્ઞાનમંદિર બંધાવેલું છે. જેમાં સર્વદર્શનનો ઘણો વિશાળ જ્ઞાનભંડાર હાલ તેને ગોરવાન્વિત કરી રહ્યો છે હસ્ત લીખીત તાડ પત્રપરનાં, છપાયેલ અને શ્રીમદ્‌નાં તમામ મૂલ્યવાન પુસ્તકો શ્રીમદે આ જ્ઞાન મંદિરને અર્પણ કર્યા છે. આ જ્ઞાન મંદિર સ્થાપી તેમાં પોતાનો કિમતી જ્ઞાનભંડાર સમર્પી શ્રીમદે પોતાના

નિર્મોહિપણાને સિદ્ધ કર્યું છે. જ્યારે સાધુઓને પુસ્તકો માટે મતભેદો કરતા જોઇએ છીએ ત્યારે શ્રીમદ્ પોતાના વડિલોના—ગચ્છ પરંપરાના તથા ૨૫) વર્ષના ભગિરથ પ્રયત્ને સંગ્રહેલો ગ્રંથ સંગ્રહ ઉદાર ભાવથી પોતાની જન્મભુમિને અર્પણ કરી દીધો છે. આ મંદિર પ્રેક્ષણીય છે.

## શ્રી મહુડી પદ્મપ્રભુ મંદિર તથા શ્રી ઘંટાકરણ મહાવીરની સ્થાપના.

અત્યારે મિથ્યાત્વી દેવદેવીઓની માનતા બાધા આખડીઓ અજ્ઞાનતાનું જોર પ્રબળ પ્રવર્તતું જોઈ, લોકોને સત્ માર્ગે વાળવા શ્રીમદ્ વીજાપુરથી ત્રણ ગાઉ ઉપર આવેલ મહુડી ગામે શ્રી ઘંટાકરણ મહાવીરની સ્થાપના વિધિપુર્વક કરી છે. આ ઘંટાકરણ મહાવીર શાશન રક્ષક સમકીતી દેવ છે ને તેમની યાત્રાર્થે હજારો જૈન જૈનેતરો આવી તેને મહા તીર્થ બનાવી દીધેલ છે. આ શિવાય શ્રીમદના હાથે અનેક ધર્મ કાર્યો થયાં છે. અને થાય છે.

## કવિ—કાવ્ય ને સંગીતની મહત્તા.

કવિ તરીકે શ્રીમદનું જીવન એક આદર્શ જ્ઞાનમસ્ત ત્યાગીનું સ્પષ્ટ જણાય છે. કાવ્યો તો અનેક કવિઓ લખે પણ જેનાથી ભક્તિરસમાં નિમગ્ન થવાય, હૃદયને શાંતિ મળે, દુર્ગુણોપર વિજય મેળવી શકાય, અનેક સંકટો આવવા છતાં જેથી ચિત્તની સમાનતા સંરક્ષી શકાય, ઉત્ક્રાન્તિના માર્ગમાં આધ્યાત્મિક અને વ્યવહારમાર્ગથી વિદ્યુત પ્રવાહની પેઠે આગળ વધી શકાય છતાં રસની રેલછેલ કરતો તે પ્રવાહ માનવને પવિત્ર બનાવી સત્ય આત્મરાજનાં દર્શન કરાવી યાવત્ મુક્તિમાર્ગે તત્પર બનાવે એવાં કાવ્યોની તો જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે.

જે કાવ્ય વાંચતાં કામાશક્તિ વધે, દ્વેષ ઇર્ષ્યા કલેશ હિંસા જુઠ આદિ દોષોની વૃદ્ધિ થાય તે કાવ્ય નહિ પણ કુકાવ્ય છે. પણ જે કાવ્યો વિશ્વને ક્ષમા, દયા, સત્ય, પ્રેમ, ભ્રાતૃભાવ વૈરાગ્ય, ભક્તિ, ઉત્સાહ, ધૈર્ય, દાન, શીલ, તપ, સેવા, જ્ઞાન આદિનું શિક્ષણ આપી શકે એવાંજ કાવ્યોને સુકાવ્યો કહી શકાય. ઉદ્‌ગારમય કાવ્યોથી કર્તાના હૃદયના ગુણોનો ખ્યાલ સ્હેજે કરી શકાય છે.

કાવ્યો એ તો જ્ઞાની કવિની જીવત પ્રતિમાઓ છે, કાવ્યો એ વિચારો અને આચારોનો ભંડાર છે. કાવ્ય એ બોલતું ચિત્ર છે ને ચિત્ર એ મુગુ કાવ્ય છે. આવાં બોલતાં ચિત્રો જેમાં આધ્યાત્મજ્ઞાન જેવા દિવ્ય રંગોની પીંછી, જ્ઞાનમસ્ત ત્યાગી વૈરાગી કુશળ ચિત્રકારના કોમળ હાથે ફરી વળે ત્યાં બાકી શું રહે ? શ્રી ઉમાસ્વામી, શ્રી હરિભદ્રસૂરિ, શ્રી હેમચંદ્રાચાર્ય, ધનંજય કવિ, ધનપાલ કવિ, શ્રી યશોવિજયજી, શ્રી આનંદઘનજી શ્રી દેવચંદ્રજી, હોમર, વ્યાસ, કાલિદાસ ભારવી, વાલ્મીકીનાં કાવ્યો એવાંજ મહાચિત્રો છે ને તેવાજ સૌંદર્યની છાંયા આપણે શ્રીમદ્‌નાં કાવ્યોમાં જોઇએ છીએ. અને ઉત્તમ કાવ્યના સંગીતની મઝા ? જ્ઞાનની રેલ રેલાવી આત્માના ઉંડાણમાં સુરની જમાવટ કરી, સંગીત જ્યારે તનમનાટ મચાવી મુકે છે ત્યારે, સાંભળનાર ઘડીભર વિશ્વને વિસરી, પોતે પલટાઈ માનવ મટી દેવ બની જાય છે, મૃત્યુલોકમાંથી અમરભૂમિમાં પરવરે છે.

રજની શાંત હોય, ચંદ્રની રૂપેરી જ્યોત્સના ચારે દિશામાં પ્રસરાઇ રહી હોય, જનગણનો કોલાહલ શાંત હોય, શિતળ સુવાસીત મંદ પવન વાઈ રહ્યો હોય, દેરાસરમાં તંબુર, મૃદંગ, સીતાર, વીણા, તબલા, મંજીરા, મુરલીના સુમધુર નાદે રસભર સંગીત ગવાઇ રહ્યું હોય, આત્મસાક્ષાત્કાર

ફેલાવનાર પ્રભુ ગુણગાન ગીતો, ભજનો, કિર્તનોના રસ રેલાઇ રહ્યા હોય, દિવ્ય સંગીતના રાસ ખેલાઇ રહ્યા હોય, ત્યાં કયા સહૃદય માનવીની મનોવૃત્તિ એકાકાર પ્રભુમય ન બની ઉઠે ? અરે ! બંસીના હૃદયહારી નાદમાં હલાહલ ધર ફણિધર સ્વભાવ મૂકી ડોલવા લાગી જાય છે, હરણો સ્તબ્ધ બની જાય છે, પ્રકૃતી શાંત બની રહે છે, ઝાડપાન ને જડ પદાર્થો થંભી જાય છે, તો ભાવ પરિપૂરિત માનવનું શું ગજું ? મહાત્મા આ માર્ગેજ પોતાની કાવ્ય ગ્રંથનતા કરી, જન હિતના ઉપાયો યોજે છે. માત્ર કવિ અને જ્ઞાનીમાં ફરક એટલોજ છે કે કવિઓ જે ભાષા આડંબર દ્વારા વિદ્વત્તા બતાવવા મથે છે તે તરફ જ્ઞાનીઓનું લક્ષ્ય નથી હોતું. કારણકેઃ—

**આત્મજ્ઞાની મહાત્માઓ ભાષાને શણગાર સજાવવા તરફ બીલકુલ લક્ષ દેતા નથી. તેઓ તો ભાષા દ્વારા હૃદયના આત્મિક ભાવ જણાવે છે; કવિમાં ને જ્ઞાનીભકતમાં ભાષાના શણગાર પરત્વે તફાવત રહ્યાંજ કરે છે, કવિ ભાષાને શણગાર સજાવવાની ઉપાસના કરે છે, ને જ્ઞાની ભાવરસનો ભોગી હોવાથી તે પોતાનું વકતવ્ય સાદી ભાષામાં જણાવે છે.**

શબ્દ સૃષ્ટિને ભાવ સૃષ્ટિ એ કાવ્ય રૂપ રથનાં ઉભય ચક્ર છે. ભાવ વિનાની શબ્દ સૃષ્ટિ નકામી છે, તેમજ શબ્દ સૃષ્ટિ વિના ભાવ નકામો છે એ બન્ને ચક્રોની અસ્તિતામાંજ કવિતા રૂપ રથનુ સત્યને સુંદર જીવન છે.

શ્રીમદ્‌ની કૃતિઓમાં આ ઉભય માર્ગ સચવાય છે, અને એ તો સ્પષ્ટજ છે કે સહજ કવિતાકાર હોય, અર્થાત જેને કવિત્વ શકિત માતૃ ઉદરમાંજ પ્રાપ્ત થઇ હોય, એજ પુરૂષો કવિતા કલાધરો છે ને તેઓજ આ ઉભય સૃષ્ટિઓને કવિતામાં સાચવી શકે છે. શબ્દ સૃષ્ટિ એટલે શબ્દોની બાંધણી. જેમાં જડઝમક, પ્રાસાનુ પ્રાસ, વર્ણ સચવાઇ, રસને અર્થ ગાંભિર્ય, આદિનો સમાવેશ થાય છે. અને ભાવ સૃષ્ટિમા નવે રસનો સમાવેશ થાય છે. શ્રીમદનાં હઝારો કાવ્યો જે મસ્ત, શાંત-પ્રૌઢ, ભિન્ન ભિન્ન રસ અને રાગોમાં રચાયા છે, જેમા અર્થનું અદ્‌ભુત ગૌરવ, ગઝલોની ધનવૃષ્ટિ. વરસે છે, તમ્બુરા મંજીરા સાથે ગવાતાં રસીલી વાનીમાં રચાયલાં ભજનો, જ્ઞાનગર્ભિત છપ્પા, દુહા, ચોપાઈ, છંદ, વૃત્તોને રાગ રાગિણીઓ, આદિની વિપૂલતા છે, જેમાંથી જ્ઞાનની ગરિયસી ગૌરવતા ટપકી રહે છે, ને પ્રભુ સાક્ષાત્કાર કરાવી શકે છે, એવાં આ મહાનુભાવનાં કિર્તનો–કાવ્યો, ભક્તજનોના હૃદય રંગી નાખે એમાં શી નવાઇ ? વળી આ મહાત્માની કૃતિમાં તો બહુ તરફથી સચવાયુ છે. સ્વપક્ષ સબળ થતો જાય, અન્ય પક્ષવાળાઓનાં હૃદય પ્રફુલ્લ થતાં જાય, પોતાના અને અન્ય દર્શનના માણસોને ઉપદેશ મળતો જાય, ને કવિતામાં અર્થ, રસ, ભાવ, રહી શબ્દ સૃષ્ટિ સચવાઇ, સત્ય પથ્ય પ્રિય વાણીના ત્રણે વિભાગ સંપૂર્ણ તથા વિકાસમાં મુકી શકાય એવી સંપૂર્ણ દશામા શ્રેષ્ટ કવિતા રચવામાં શ્રીમદ્‌ ખરેખર કમાલજ કરી રહ્યા છે. શ્રીમદ્‌ની કવિતાઓ ખરૂ જોતાં ધર્મતત્વની મંજુષાઓ છે. તેમનાં કાવ્યો ગૂઢ સદુપદેશમય સ્વાત્માનંદના સ્ફુર્ણા રૂપે એવી આંતર ઉર્મિઓ વડે ભર્યાં છે કો તે પડિતોનેજ માત્ર આનંદ આપી શકે એવાં નહિં પણ સ્વાત્માનંદ નિમગ્નતાના અનુભવિઓ પણ અધિક આ ંદ માણી શકે, અરે માઘ કવિના શબ્દોમાં કહી એ તો.—

**क्षणे क्षणे यन्नवतामुपैति**
**तदेव रूपं रमणियताः ॥**

જે જે પદાર્થો જોયા છતાં પણ ફરી ફરી જોવા આકર્ષણ કરે તેજ રમણિયતાઃ

એ શ્રીમદ્‌ના કાવ્યોની બાબતમાં તો પૂર્ણ તથા સત્ય ઠરે છે. વિશેષ શું ? આ કાવ્યોનો પ્રેમપૂર્વક અભ્યાસક દ્રષ્ટિએ સદ્‌ભાવથી અભ્યાસ કરવામાં આવે, વંચાય, ગવાય, જીવનમાં ઉતારાય તો તેને અવસ્ય સત્ય જ્ઞાનાનંદનો લ્હાવો મળેજ;

### ભક્ત કવિ

શ્રીમદ્‌ પરમાત્માના જ્ઞાની ભકત છે. તેમણે હૃદયના પૂર્ણભાવથી વાસ્તવીક પરમાત્માના ગુણોનું વર્ણન પોતાના કાવ્યોમાં કરેલ છે. તેમની ભકિતમાં લઘુતાનો અને પ્રભુની પ્રભુતાનો સાક્ષાત્કાર છે. આમ શ્રીમદ્‌ ઉચ્ચકોટિના ભક્ત કવિ તરીકે વિશ્વ સંમુખ ખડા છે તેમનાં ભક્તિ કાવ્યોમાં ભકિત રસધારાઓ ટપકે છેઃ—

પ્રભુ સરોવર હંસ તદા હું; વારી યદિ તો મીન,
પ્રભુ સાગર તો તરંગ હું છું, પુરૂષ પ્રકૃતિરૂપ લીન.
પ્રભુ ભાનુનાં કિરણો રે, રસિક રસ વિંધાયો. પ્રભુ.

*　　*　　*　　*

નથી તુજ વણ જરા ગમતું, કંઇના ચિત્ત તો રમતું.
કર્યું કામણ અરે કેવું ? થતું જ્યાં ત્યાં પ્રભો તું તું !

પ્રભુભકિતમાં એકાકાર શ્રીમદ્‌ પ્રભુને ગોતવા નીકળી પડી વિરહે વ્યાકુળ થઈ જાય છેઃ—

પ્રભુ મનાવા, પ્રભુ મનાવા, સખિ હું પ્રેમે જાઉં રે !
ભટકી દેશોદેશને મેં, સ્વામિને ઘેર લાવું રે !
ચૌદ ભૂવનમાં આથડી પણ પ્રભુ ન દીઠા કયાંયરે !
શરીર ભિંતર ખોળીઆ તો, પ્રભુજી દીઠા ત્યાંયરે !
ભાગી ભમણા થઇ સોહાગી, જુદી ઘડિ ન રહાઇરે.
અલખરૂપી આત્માની સાચી એક સગાઇરે.
હરખી સ્વામી ઘેર આવ્યો, નાઠું ભર અંધેરરે !
બુદ્ધિસાગર જાણતાં તે, ભાગે ભવનો ફેરરે !

પ્રભુની હૃદય પુજા કરતાંઃ—

હૃદયના ભાવના પુષ્પે, પ્રભો પૂજું તને પ્રેમે !
અનુભવ જ્ઞાન દીપકથી, કરૂં તુજ આરતી જ્યાં ત્યાં.

*　　*

તુજ પ્રેમથી અશ્રુ ઝરે, એ અશ્રુનો સાગર કરૂં.
એ અશ્રુના સાગર વિષે, ઝીલું ઝીલાવું સવને.

**પ્રેમોદ્‌ગાર.**

પ્રેમ એ તો સ્વર્ગિય દિવ્ય અરૂપી વસ્તુ છે. તેને ગાનાર તો સ્વર્ગિય ફિરસ્તાજ હોઇ શકે. છતાં સંસારીને શુદ્ધાત્મ પ્રભુ પ્રેમમાં આસ્માન જમિનનો અંતર છે. શુદ્ધ પ્રભુ પ્રેમમાં તોઃ

ઉંડા ગૂઢ ઘણા ભેદો, ભેદવા પામવા પડે,
પ્રેમના પંથમાં પ્હેલાં, શરીરો હોમવાં પડે.

અને એવા વિશુદ્ધ પ્રેમમાં તો ભાષાને પણ અવકાશ નથી. સ્થૂલ વાણી એને વર્ણવી કે કથી ન શકેઃ—

પ્રેમકે સાહિત્યમાં ભાષા નહિ હમ—ભાવ હય,
ભાવ નાહિ પ્રેમીઓકા સ્વયંસિદ્ધ સ્વભાવ હય.

હવે પ્રભુ પ્રેમમસ્ત શ્રીમદ્‌ પ્રભુને શોધતા ફરે છેઃ—

પ્રેમીડો બતલાવેરે, કોઇ મારો પ્રેમીડો બતલાવે !

સાચો પ્રેમ કોને કહે છે ?

વાણી અને શુભ ચિત્તથી જ્યાં તાર પોંચે છે ખરા,
એ શુધ્ધ કાંચન પ્રેમ છે, એ પ્રેમનો પ્રેમી બનુ.
અમિની આંખ જોવાથી, હૃદય તલ્પી રહે મળવા,
સમર્પેજો સર્વનું જેમાં, ખરો એ પ્રેમ પ્રેમીનો.
ફરે બ્રહ્માંડ જો સઘળું, તથાપિ પ્રેમ નહી છૂટે,
છૂટે જો પ્રાણ શી પરવા, ખરો એ પ્રેમ પ્રેમીનો.
રગે રગમાં વસે પ્રેમી, હૃદયનો ભેદ નહિં કયારે,
ખડો રોળો દીઠે થાવે, ખરો એ પ્રેમ પ્રેમીનો.
વિષય ભિક્ષા ટળે ઇચ્છા, નથી જ્યાં વાસના હોળી,
સદા સાત્વિકતા પ્રકટે, ખરો એ પ્રેમ પ્રેમીનો.

* * * *

શ્રીમદ્‌ની આંખમાથી પ્રભુ પ્રેમ ખુમારી નિતર્યાજ કરે છે. પ્રભુ પ્રેમ માટે તલસતા એ પ્રેમ યોગિ પ્રભુ વિયોગે કથે છેઃ—

વ્હાલા પ્રભુ વ્હેલા મળો નિર્ધારી.
લેશો જલદી ઉગારી.
વિરહ ખમાતો ના હવે ત્હારો,
ક્ષણ ક્ષણ છે સ્મૃતિ ત્હારી
જેવો તેવો પણ દાસ તમારો,
ઉદ્ધરશો સુખકારી. વ્હાલા.

પ્રભુ પ્રેમ ખુમારીમાં મસ્ત બની શ્રીમદ્દ ગાય છે કેઃ—

પ્રેમ ખુમારી ઓર, પ્રભુ તુજ, પ્રેમ૦
ન્યારૂં પ્રેમનું તોર. પ્રભુ.
અટપટો પંથ છે પ્રેમનોરે, ધડ પર શિર્ષ ન હોય.
ભેદ ખેદ ભય જ્યાં નહિં રે, ઉલટી આંખે જોય. પ્રભુ.
પ્રેમ પ્યાલો પીધા પછી રે, ચઢે ખુમારી ઓર.
ઉતરે નહિ પાછી કદા રે, જુદુ કંઈ તેનું તોર, પ્રભુ.

પ્રભુ સાથે પ્રેમ લગન બાંધતાં શ્રીમદ્દ કથે છે.

પ્રભુની સાથે બાંધો રે, પ્રેમનો સંબંધ સાચો,
પ્રભુથી પ્રેમ જોડી રે, આનંદ રસ માંહિ રાચો. પ્ર૦
ચાર ભાવના ચોરી બાંધી, વિવેક માંડવો સાર,
સંયમના લીલુડા વાંસો, ભક્તિ ઘટ જયકાર.
શ્રધ્ધાનાં તોરણ બાંધી રે, મન માંહિ બહુ માચો, પ્ર૦

## શ્રીમદ્દની અધ્યાત્મ દશા.

શ્રીમદ્દની અધ્યાત્મ દશા ઉંચ્ચ કોટિની અવબોધાય છેજ. વર્તમાન કાલીન અધ્યાત્મજ્ઞાની મહાત્માઓની કોટિમાં ત્હેમનું સ્થાન ઘણું ઉંચુ છે. અધ્યાત્મ જ્ઞાન એ ઘણું ઉંચી કોટીનું જ્ઞાન છે. છતાં તે જ્ઞાન મેળવવું અને અધ્યાત્મદશામાં રહેવું એ બેમાં બહુજ ફેર છે. આ સમયમાં વિશ્વના તમામ વ્યહવારોને વિસર્જી—સાચા આત્મજ્ઞાન પૂર્વક, વૈરાગ્ય પૂર્વક, માત્ર આત્મ સન્મુખતા વેદી કોઇ પણ દશામાં ખુબ આનંદ માની, જગત્ પર દયા દ્રષ્ટિ ધારી આત્માનંદમાં લીન રહી, અધ્યાત્મદશામાં મસ્ત રહેવું એ તો શ્રીમદ્ મસ્તરામ આનંદઘનજી 'શ્રી ચિદાનદજી' શ્રીમદ્દ દેવ-ચંદ્રજી જેવા મહાપુરૂષોનું કામ છે. મારા અનુભવ પ્રમાણે શ્રીમદ્દની આધ્યાત્મિક દશા ઘણાજ ઉંચા પ્રકારની અને ઉપરોક્ત મહાત્માઓને યાદ દેવરાવે તેવી અવબોધાય છે. તેમની ત્યાગ વૈરાગ્ય, જ્ઞાન, ધ્યાન, આધ્યાત્મિક દશાનો પાર પામવો એ મ્હારા જેવાના ગજાની બહાર છે. છતાં જગત્ હંમેશાં કરતું આવ્યું છે તેમજ આ મહા અધ્યાત્મ જ્ઞાની પુરૂષને ભાગ્યેજ સંપૂર્ણ રીતે પીછાની શકશે. ને ક્યારે જગતે વિધમાન દશામાં શ્રી આનંદઘનજી કે ચિદાનંદજીને પિછાન્યા છે ? ને પાછળથી કોણ રડવા વિના રહ્યું છે ? બાકી આત્મજ્ઞાનીઓ તો—

### જીન્ને પાયા ઉન્ને છૂપાયા.

એ ઘાટ કરે છે. તેઓ વિશ્વ અને વિશ્વવાસીઓથી સદા અલિપ્તજ રહેવા મથે છે. તેમનો બાહ્ય દેખાવ પામરોને ભૂલવે છે ને પોતે જ્ઞાનાનંદમાં છૂપી રીતે મગ્ન રહે છે. નિજાનંદની મસ્તીમાં ઝીલતા કેટલાય સંતોને આપણે નથી જાણતા ! કદાચ તેઓ પોતાની જીવતી વાણી વડે ઓળખાઇ જાય છે ખરા, મસ્ત દશાના તેમના ઉદ્‌ગારો જોઇએઃ—

અલખ દેશમેં વાસ હમારા, માયાસેં હમ હય ન્યારા.
નિર્મળ જ્યોતિ નિરાકાર હમ, હરદમ હય ધ્રૂવકા તારા.

* * * *

અલખ લ્હેરો લાગીરે, અગમ રૂપ દર્શાવ્યું.
માયાનાં તાળાં ખુલ્યાં રે, અંતર ધન પરખાયું.
નાભિ કમળ પર નિરખી નયને, ઝળહળ ઝગમગ જ્યોત,
ચઢી શિખર પર જોતાં જોતાં, થયો મહા ઉદ્યોત,
અંધારે અજવાળું રે, બ્રહ્મ ગુફામાં જણાયું. અલખ.

* * * *

આતમ અનુભવ વિરલા જાને મર જીવા અલમસ્ત ફકીરો—
આતમ રસકુપાને આતમ
વેદાગમ, બાઇબલ, કુરાનકુ, પઢકર પ્રભુ ન પિછાને.
રાગ રોગ કામ દુર કરે તબ, આપો આપ પિછાને. આ.

* * * *

મેરો આતમ આનંદ નૂર, અમિરસ છાય રહા.
હમ લાલન મસ્ત ફકીર, અમર રસપાન લહા.

* * * *

શ્રીમદ્ અદ્‌ભુત આત્મજ્ઞાની છતાં વ્યહવારમાં સ્થિર હતા. ને નિશ્ચયમાં વધુ સ્થિર હતા. તેઓશ્રી ધ્યાનમાં ઘણો વખત ગાળતા પાદરાના દેરાસરના ભોંયરામાં, વિજાપુર જ્ઞાન મંદિરના ભોંયરામાં, ઇડર, આબુની ભારતી અને પાલીતાણાની સરસ્વતી ગુફામાં શ્રીમદ્ ઘણો વખત ધ્યાનમાં બેસતા. શુધ્ધોપયોગમાં તલ્લિન તથા આત્મસમાધિમાં મગ્ન થઇ જતા, અને તેથીજ તેમણે શુધ્ધોપયોગના જ્ઞાનમાં, પોતાના કાવ્યોમાં આત્મદશાનો અમુલો રસ રેલ્યો છે. જેટલા પ્રમાણમાં આત્મદશા પ્રકટી હોય તેટલાજ પ્રમાણમાં ઉદ્‌ગારો પ્રકટે છે. અને આમ છતાં પણ તેમનાં કાવ્યોમાં ગુર્જર સાહિત્યનો સરસર વહેતો મસ્ત રસ વહેળીઓ વહ્યોજ જાય છે. શ્રીમદ્‌ના પુસ્તકોમાં ભરેલું સાહિત્ય એ તેમનું આંતર જીવન છે.

ત્યાગ દશા

શ્રીમદ્‌ની ત્યાગદશા અપૂર્વ છે. પોતે પોતાનું જીવનજ એવું બનાવ્યું છે કે ત્યાગનો ઉપદેશ તેમનું જીવનજ આપી શકે છે. સાદાં જાડાં ટુંકાં કપડાં, ગણત્રીનાં અન્ન સાહિત્ય, જીવ્હા રસની સખ્ત મર્યાદા, અને સતત્ ઉજાગરદશા આ સૌ તેમની ત્યાગદશા બતાવવા બસ છે.

ત્યજ્યાં માતા પિતા ભ્રાતા, ત્યજ્યાં વ્હાલાં સગાં સર્વે.
ત્યજી બ્હેનો, ત્યજ્યાં મિત્રો, પ્રભો એ સર્વ તુજ માટે.

* * * *

### મસ્તદશા

શ્રીમદ્ મસ્ત ફકીર છે એમ તો તેમના સમાગમમાં આવનાર કોણ બોલ્યા વિના રહ્યું છે ? ને તેમના ઉદ્‌ગારો જુઓ:—

**અમો ઉસ્તાદના ચેલા, ફકીરી વેશમાં ફરતા.**
**નથી દુનિયા તણી પરવા, અલખની ધૂનમાં રહેતા.**

શ્રીમદ્‌ની મસ્તી Temperary કામ ચલાઉ નથી પણ અખંડ કાયમની છે એ તેમના સમાગમમાં આવનાર જાણી શકે છે.

### યોગ-ધ્યાન-પ્રિયતા

શ્રીમદ્ મહયોગી-ધ્યાની છે, એ તેમની મુદ્રાજ કહી આપે છે. તેમના તત્સંબંધે ઉદ્‌ગારો

જોઇએ:—

દેહ તંબુરો સાત ધાતુનો, રચના તેની બેશ બની,
ઇડા પિંગલા સુષુમણા નાડીની શોભા અજબ ઘણી.
ત્રણ તારની ગેબી રચના, ત્રણ અંગુલીથી વાગે.
અષ્ટ સ્થાનથી શબ્દ ઉઠાવે, મનમોહન મીઠું લાગે,
પિંડ અને બ્રહ્માંડ તત્વને, દેહ તંબુરાથી ગાવે.
વૈખરીથી બાહિર શુણાવે, મધ્યમાં પ્રેરક થાવે,
પરાપસ્યંતિથી ગાનારો, અલખ અલખ ઉચરનારો.
શ્રુત પ્રયોગે પરાપસ્યંતિ, ભાષામાં તે ગાનારો.

* * * *

સમાધિ લય લાગીરે, આનંદ ઘન પરખાયો,
ઝગહુળ જ્યોતિ જાગીરે, ચિદાનંદ ઘર પાયો,
ધરી ધારણા ધ્યાન ધર્યું ચિત્ત તન્મયતા થઇ આજ,
બ્રહ્મ રંધ્રમાં આસન પુર્યું, પામ્યો ભુવનનું રાજ.
સુખ સાગરની લ્હેરોરે, દેખી બહુ હરખાયો.

* * * *

ચોગ વિદ્યા તણું, ધામ ચેતન પ્રભુ, શકિત સિદ્ધો સમી રહી પ્રકાશી.
ચોગવિદ્ માનવી; ચિત્તમાં ધ્યાનથી, પિંડ બ્રહ્માંડ ભાવો વિલાસી.
ચક્ર ષટ્ ભેદવા, વાયુના પિંડમાં, ગગન ગઢ ચાલવું બંક નાળે,
જ્યોતિ ઝળહળ અતિ શોક ચિંતા નહિં, હંસલો શાંતિ સુખમાંહિ મ્હાલે.

અલખની ધૂનમાં ભાસતા દિનમણિ, ભક્તિ ઉત્સાહથી યત્ન ધારો,
બુધ્ધિસાગર થવા જ્યોતિમાં જાગજે, શુધ્ધ ચેતન પ્રભુ ચિત્ત ધ્યારો.

* * * *

**વૈરાગ્યોદ્‌ગાર.**

વૈરાગ્ય દશાની ઉત્કૃષ્ટતા એતો શ્રીમદનું મૂખ્ય લક્ષ્યને સાધ્યબિંદુ છે. ખાખી વૈરાગી તરીકે તેમનું જીવન આદર્શને અદભુત છે. વૈરાગ્ય દશાનાં સહભાવવિ પદો પૈકી થોડાંક જોઇએઃ—

જીવલડા જરૂર જાવું રે, ફોકટ માયામાં શું ફસીયો ?
મરણુ તણો ભય માથે મોટો, કોઇ ન આવે સાથે !
હસતાં હરશે કાળ ઝપટમાં, કહ્યું ત્રિભૂવન નાથે ! જીવડા.

* * * *

જેવી સંધ્યા વાદળી, ક્ષણુમાં વિણુશી જાય.
કાચ કુંભ કાયા કારમી, દેખી શું હરખાય ? ચેતી લે.
વૈરાગ્યે મન વાળીને, ચાલો શિવપુર વાસ.
બુદ્ધિસાગર માંડજ્યો, ધર્મ રત્નનું હાટ, ચેતી લે.

* * * *

એવો રે દિવસ મારે કયારે કયારે આવશે ?
વૈરાગ્યે રંગાશે મન મારૂં સદા.
ધોવાશે મન મેલ બધા નિર્ધારજો !

* * * *

વૈરાગ્યે મન વાળ જ્યોરે, તો લેશો ભવપાર.
બુધ્ધિસાગર ચેતજ્યો રે, પામે શીવ સુખકાર. તારૂં.

શ્રીમદ ઉત્કૃષ્ટ વૈરાગ્યયોગે ખાખી ફકીર જેવા બની રહ્યા છે. તેમણે પોતાનાં વચનો દ્વારા અનેક જીવોને જ્ઞાન ગંગામાં સ્નાન કરાવ્યું છે. સાચું જૈન અધ્યાત્મ જ્ઞાન તેમની પેઢીમાં જીજ્ઞાસુઓને હમેશાં પ્રેમ પૂર્વક મળે છે. ને તેમની પાસે જ્ઞાન. વૈરાગ્ય. શાંતિ. આનંદ પામેલા અત્યારે ઘણા છે. એજ પ્રમાણે શ્રીમદ—

**શૂર કર્મયોગિ.**

પણ છે. પોતાનાં કાવ્યોમાં શૂરવીરતા માટે વારંવાર ચાબુકો લગાવે છે.

**नायमात्मा बल हीनेन लभ्यते।**

નિર્બળોને આત્મા સાધ્ય થતો નથી. એ વચન પ્રમાણે જૈનો બળહીન હોવા ન જોઇએ આ માટે શ્રીમદ્ કથે છે કેઃ—

શૂરાની ગતિ શૂરા જાણે રે, ત્યાં તો કાયર થરથર કંપે,

*    *    *    *

વીર રસનો તો અનુભવ જાણે, મર્દ જનોકી છાતી.
પતિવૃતા પતિવૃતકુ જાણે, કુલટા લાતો ખાતી,
અનુભવ એવો અટપટો રે, વચને નહિં કહેવાતો.
વાગ્યાં ભાલડીયાં તે જાણે, અનુભવ જ્ઞાની પાતો,

*    *    *    *

અમારો ધર્મ ફેલાવા, દીધી છે પ્રાણ આહુતિ,
ઝુકાવ્યો છું કરી યાહોમ, અમારી એ પ્રતિજ્ઞા છે.

પોતાને માટે શ્રીમદ્ કથે છે:—

તુજ જીંદગીના હોમની, શુભ ભસ્મમાંથી જાગશે,
કોટિ મનુષ્યો, માનીને બુધ્ધ્યાબ્ધિ બીજો વાવજો.

**સ્વદેશ ભક્ત**

શ્રીમદ્ સાચા સ્વદેશ ભક્ત છે. સ્વ—આત્મ દેશ રક્ષણાર્થ શ્રીમદ્ વિશ્વ સાથે તુમુલ યુધ્ધો ખેડયાં છે ને અંતે વિશ્વ વિસારી સાધુ બન્યા છે. આત્મ સ્વદેશ ને બાહ્ય સ્વદેશ પર શ્રીમદે અનેક કાવ્યો રચ્યાં છે. થોડી વાનગી જોઇએ:—

હમારો દેશ છે ન્યારો, પ્રભુ પ્રેમે જણાવાનો,
હમારા દેશમાં શાંતિ, અલખ નામે ગણાવાનો.

*    *    *    *

નહિં પંચ ભુતકા વાસા, હમારા સ્વદેશ બહુ ખાસા,
હમારો દેશ જે જાણે, અનંતા સુખ તે માણે.

*    *    *    *

અખલ દેશમેં વાસ હમારા, માયાસે હમ હય ન્યારા.
નિર્મળ જ્યોતિ નિરાકાર હમ, હરદમ હમ ધ્રુવ કા તારા,

*    *    *    *

સંતો સ્વદેશ પ્યારો રે, તેમાં પ્રેમે મ્હાલો રે.
સ્વદેશ આત્મ અસંખ્ય પ્રદેશી, અનંત ગુણ આધારો રે,
અનંત જ્યોતિ ઝળહળતી ત્યાં, અનુભવ આંખે ભાળો.

*    *    *    *

છતાં શ્રીમદ્ જન્મભુમિ—ને વિસર્યા નથી.

અમ જન્મભુમિ દેશ તું, સહુ દેશ શિરપર ગાજજે,
અમ જન્મભુમિ માત, તું લીલા ભરી બહુ વાધજે.

*    *    *    *

કવિઓ વડે શોભી રહો । અમ જન્મભુમિ જય કરી,
વિદ્વાન પ્રકટો ક્ષત્રિયો, વૈશ્ય પ્રજાઓ સુભ કરી.
નંદન સમો શોભી રહો, અમ દેશ ધર્મ સમૃધ્ધિથી;
શુભ શકિતઓ પ્રકટ્યા કરો, દૈવી જનોની વૃધ્ધિથી.

*  *  *  *

હિન્દ રગેરગ વ્યાપો, ઉત્સાહ શકિત આપો,
છાપો સર્વ ખંડ શિરતાજ, ટાળો દુષ્ટ બળાપોરે. હિન્દ.

*  *  *  *

સ્વદેશી ચીજ ઘરઘરમાં જનો જો વાપરે નકકી
તદા છે હિન્દની ચઢતી, સ્વદેશી રાજની વકકી.

**ખાદી.**

શ્રીમદ્ દીર્ઘકાળથી ખાદીજ વાપરે છે. વિદેશી અપવિત્ર વસ્તુઓનો ત્યાગ તો તેમણે ક્યારનો કર્યો છે ને હાલપણ જાડાં ખાદીનાં કપડાં વાપરી શિષ્યો પાસે વપરાવે છે. શ્રીમદ્‌ના ખાદી માટે ઉદ્‌ગારઃ—

સ્વદેશી વસ્તુ વાપરશો. ભલુ નીજ દેશનું કરશો.
સ્વદેશી વસ્ત્ર વાપરશો, સ્વદેશી વેશને ધરશો.
સ્વદેશી રૂડી છે ખાદી, ઘણી સસ્તી અને સાદી;
કરી નિજ દેશની યાદી, બનો નહિ ચિત્ત ઉન્માદી.
ટકંતી બહુ વખત ખાદી, થતી નહિં દેશ બરબાદી.
બનો નિજ દેશ હિતવાદી, બનો શૂરા વખત સાધી.

વંદેમાતરમ્—જય ભારતી રળિયામણી સહુ તિર્થને ઘટ ધારિણી.
જય જય રસીલી યોગિની, આર્યો તણી ઉધ્ધારિણી.
શકિત અનંતી ધારિણી, દુઃખ વારિણી વિશ્વે ભલી.
વર્ણું વિવિધે શોભતી, ભાવેજ વંદે માતરમ્

**પ્રભુ વિરહ પદો**

શ્રીમદ્‌નાં પ્રભુ વિરહ પદોમાં રસની ઝલકને છાંટ ઉત્તમ નિત્ય રેલાઇ રહી છે. તેઓ પ્રભુપ્રેમ ખુમારીમાં મસ્ત લયલીન રહી ઝીલતા તેમના સ્તવનો કાવ્યોમા દષ્ટિગોચર થાય છે. એમનું ભકત હૃદય પ્રભુ પ્રેમ હિંચોળે હિંચવા અને પ્રભુ વિરહમાં શ્રી આનંદઘનજી શ્રી દેવચંદ્રજી, મીરાં તુલસી આદિ તડપ્યાં છે તેમ તેઓશ્રી તડ્ફડે છે તે તેમની કૃતિઓમાં આપણે જોઇએ:—

પ્રભુજી પ્રકટ થાવો રે, ઘણું નહિં હવે સતાવોરે!
તુજ માટે ટળવળતો પૂરો, ઘણું નહિં તલસાવો!

અસંખ્ય પ્રદેશે લગની લાગી, તાપે બહુ ન તપાવો !
મળતાં મળે રહે નહીં છાની, પૂર્ણાનંદ વધાવો !
બુદ્ધિસાગર નિશ્ચય નયને, સામા વેગે આવો !

*   *   *   *

નથી તુજ વિણુ જરા ગમતું, કહીંના ચિત્ત તો રમતું,
કર્યું કામણુ અરે કેવું ? થતું જ્યાં ત્યાં પ્રભો તું-તું !

*   *   *   *

મળ્યા વણુ નવ થશે હાંસી, લગાડો વારના ક્ષણુની,
જગતનું રાજ્ય જહન્નમાં, જવા દો તાન તવ લાગ્યુ.

*   *   *   *

વ્હાલા પ્રભુ હવે તમારોરે, ક્ષણુ ન વિયોગ સુહાય, વ્હાલા
ધાતો ધાત મળ્યા થકીરે, થાતા એકાકાર.
આનંદો દધિ ઉછળે રે, અનુભવ છે નિર્ધાર, વ્હાલા
ક્ષણ માત્ર વિયોગનોરે, કોટિ હોવી સમ થાય,
પ્રભો હવે હદ થઇ ગઈ, જીવ્યું કેમ જીવાય ! વ્હાલા
અનુભવ સ્વરૂપી સાયબારે, મળ ઝટ હજુરા હજુર,
બુધ્ધિસાગર સુખ લહે, ઝરમર વર્ષે નૂર ! વ્હાલા

*   *   *   *

સુણ્યું વર્ણન અહો ત્હારૂં, કહ્યું કરતું ન મન મારૂં,
સુરત પર તવ સકળ વારૂં, દિવાનો હું થયો તું પર !
રહી ના લાજ દુનિયાની, થયું મન ખુબ તોફાની !
બની મન વૃત્તિ મસ્તાની ! દિવાનો !
ગમે તે કર હવે ત્હોયે, લગી લગની નહિં છૂટે.
કરૂં શું ભાન નહિ તેનું દિવાનો

*   *   *   *

દિવાનો ભકત હું ત્હારો, રહું ક્ષણુ પણુ નહિ ન્યારો !
બુધ્ધ્યાબ્ધિ પૂર્ણ આધારો ! સદા સોહમ્ પ્રભુ પ્યારો !

### ગુરૂભક્તિ

ઉત્કૃષ્ટ ગુરૂભક્તિ રંગના ચોળમજીઠ રંગે રંગાયેલા શ્રીમદ્ ગુરૂ વિરહે પીડાતા-શ્રી સુખ સાગર ગુરૂ ગીતો ગાતા ગાતાં બોલે છે કેઃ—

પગલાં પડયાં ત્હારાં અહો જ્યાં તિર્થ મહારે તે સદા.
તવ પાદની ધુલી થકી ન્હાતો રહું ભાવે મુદા ?

તવ પાદ પંથે લોટતાં, પાપો કર્યાં રહેવે નહિં,
ત્હેં ચિત્તમાં જે માનીયું તે માન્ય મારે છે સહી.
સેવા વિના વાંચ્છા નથી, બીજી કશી તવ આગળે !
તવ બાલુડાના બોલની, કીમ્મત ખરી તું તો કરે !
મુજ દિલ તુજને વેચીયું, બાકી રહ્યું ના કો હવે !
પ્રત્યક્ષ દર્શન દે મને આ દાસ ભાવે એ લવે.

આ ગુરૂગીતા ઉત્કૃષ્ટ, ભાવવાહી, અર્થ ગાંભિર્યાદી રસવડે પરિપૂરિત હોઇ તેમાં શિષ્યે ગુરૂના ચરણે પોતાની ગુરૂભક્તિનો કળશ જામ્યો છે ગુરૂની પૂર્ણ તથા ભક્તિ કર્યા શિવાય આવા જ્ઞાની થઇ શકાયજ નહિં. ગુરૂદેવની અંતઃઆશિષ ઉતરે તોજ શિષ્ય મહાન્ થઇ શકે છે. લાખો વર્ષોના તપથી જે ન બને તે સદ્ગુરૂના ક્ષણમાત્રના શુભાશિર્વાદથી થઇ શકે છે એનો આ લેખકને અનુભવ ઘણે અંશે થયો છે.

શ્રીમદ્ પોતાના ગુરૂદેવને ગુરૂદક્ષિણા દેતા ને ત્હેમના ચરણે સ્વાર્પણ કરતાં જણાય છેઃ—

## કવ્વાલી.

ગુરૂજી દક્ષિણા લેશો ?
હૃદય ચક્ષુ ઉઘાડયું મુજ, ખરૂં તે શું ? જણાવ્યું મુજ.
અનન્ય પ્રેમથી પ્રાર્થું, ગુરૂજી દક્ષિણા લેશો !
હૃદય લો આ ભલા માટે, ત્હમારૂં સર્વ છે ત્હેમાં !
અહો આ આંખ જુઓ સૌ. ગુરૂજી૦
ભલા બેહસ્ત લો મ્હારા, ચરણપર શિષ મુકું છું.
ત્વદર્થે પાદ આ બે છે, ગુરૂજી૦
સમર્પું કાન બે મારા, સમર્પું જીભ તે લેશો.
ખરી નિષ્કામની ભક્તિ, ગુરૂજી૦
ભવો ભવમાં સદા ભક્તિ, જીવન અર્પણ કર્યું તે લો.
પ્રતિષ્ઠા કીર્તિ ને ધનની, ગુરૂજી૦
અનન્ય શુશ્રૂષાના, સુકોમળ પુષ્પથી પુજું.
તમારો હું તમે તે હું, ગુરૂજી૦
નથી હું ને તમે એવું, સદા જ્યાં ઐકય આનંદમય.
'બુધ્ધ્યબ્ધિ' પ્રેમ લાવીને, ગુરૂજી૦

ભ. ભા. ૬ પૃ. ૧૬૬

સમાજ સુધારક તરીકે શ્રીમદ્ે અનેક પદો રચી સડતા જતા જૈન સમાજને નવું જીવન આપ્યું છે. બાલ લગ્ન, કન્યા વિક્રય—વૃદ્ધ વિવાહ. દયા, વિવેક, ન્યાય, પ્રેમ, આદિ શુદ્ધ

વ્યવહારને ઉપયોગી એવા સંસાર સુધારા કરનારા તથા માનવ હૃદયને સન્માર્ગે વાળનારાં, પવિત્રતા લાવનારાં, ઉપદેશ કાવ્ય રાશિ વિશ્વોપકારકછે. પતિવ્રતાના ધર્મ, પતિવ્રત, સુખ દુ:ખમાં સમભાવ, પરોપકાર, દયા દાન શીલ નિંદા સ્વાર્થત્યાગ આદિ વિષયો પર અનેક કાવ્યો શ્રીમદે લખી વિશ્વને સોંપ્યાં છે, જે તેમના ગ્રંથોમાં જોઇ લેવાં

### આનંદ મૂર્તિ.

જેને પ્રભુ સ્વરૂપની ઝાંખી થઇ છે, તે સાચા મસ્તયોગી ધ્યાની આત્મજ્ઞાની સદા આનંદમાંજ અરણ્યમાં સિંહની પેઠે વિચર્યા કરે છે.

મસ્ત કવિઓ, અને વિશ્વના વાસ્તવિક સ્વરૂપને જાણનારા સાચા અધ્યાત્મજ્ઞાની મસ્તોના આનંદમાં બાહ્ય સંસાર કદીપણ ભંગ પાડી શકતોજ નથી. શ્રીમદ્‌ને સદાયે આપણે આનંદ રસમાં ઝીલતા નિહાળીએ છીએ:—

> નિજાત્મા રૂપને જાણ્યું, ટળી ભ્રાંતિ અનાદિની !
> ગમે તેવી દશા મધ્યે, સદા આનંદમાં છીએ ! !
> પ્રકટી આનંદ હેલી, હૃદયમાં પ્રકટી.

### જાગૃત સંત

શ્રીમદ્‌ના સમાગમમાં આવનારાઓ અનુભવી શકે છે કે આત્માનંદ મસ્ત યોગિઓ જાગૃતદશામાંજ વિહરે છે. લુખોનિરસ આહાર. દિવસમાં એકજવાર લેવો, ઉપદેશ દેવો, લખવું, સાધુ ક્રિયાઓ કરવી અને જાગૃતદશામાંજ રહી આત્મ સાધન કરવું એ શ્રીમદ્‌નો નિત્ય ક્રમ છે. દિવસના ભાગમાં કદિ શ્રીમદ્ નિદ્રા લેતા નથી પણ રાત્રે સુદ્ધાંત રાત્રીના ગમે તે ભાગમાં જરા સણુ સારો થતાંજ શ્રીમદ્ કોણ ? ૐ અર્હમ્‌નો અવાજ કરી ઉઠે છે. આ અપ્રમત્તદશા—ના ઉજાગર દશા એ શ્રીમદ્‌માં પૂર્ણ તયા પ્રકટી અવબોધાય છે.

### ગુજરાતી

ગુજરાતના વતની તરીકે શ્રીમદ્‌ને ગુજરાતનું પૂર્ણ અભિમાન છે. ગુજરાત પર તેમણે અનેક સુલલિત કાવ્યો રચ્યાં છે:—

> સહુ દેશથી રળિઆમણો, આનંદ જ્યાં પ્રકટે ઘણો !
> વાહ ! કુદરતી સોહામણો, ગુજરાત ધ્યારો પ્રાણ છે !
> વાહ સ્વર્ગ નંદન વન સમો, કુદ્રત તણી લીલા ઘણી !
> શુભ આંખની કીકી સમો ! ગુજરાત.

### લાલન

પ્રભુના અનન્ય સેવક બંદાને લાલન કહે છે. પ્રેમ ભક્તિથી ઉભરાતો, સ્વાર્પણ માટે તૈયાર, નેત્રમાંથી માત્ર પ્રેમને હૃદયમાંથી માત્ર સદ્‌ભાવનાજ વેરનારા લાલન કહી શકાય. આવા

સ્વરૂપને કોઇ વિરલાજ પામી શકે. અનુભવી શકે. શ્રીમદ્ પ્રભુ પ્રેમમાં મસ્ત બની, પ્રભુ નામની પ્રેમભકિત રૂપ ભાંગથી અલમસ્ત બની ઉઠી સ્તવે છેઃ—

હમે લાલન બન્યા છીયે, પ્રભુ મહાવીરના નક્કી,
અમે સાકી ખરા ખાખી, ખુદા મહાવીર છે સાકી. હમે.
શરીઅતથી ગયા આઘા, તરીકતના કર્યા વાઘા,
હકીકતના થયા લાગા, રહ્યા નહિં દિલમાં ડઘા.
મળી તાકાત મારિફતની, રહીના ભકિતમાં બાકી. હમે.
પ્રભુએ પ્રેમની પ્યાલી, હમારા હોઠે અડકાડી,
નથી મગદુર બીજાની, ઉતારે શિર શરવાહી. હમે.

વાહ લાલન ! ધન્ય લાલન ! સાચો પ્રભુ ઇશ્ક જગાવી હૃદયમાં રગેરગમાં પ્રભુ રટના લ્હેરો ઉછાળે, અરે ખુદ પ્રભુમય બની જાય, એ સત્ય લાલન ! પ્રેમઘેલુડા લાલન ! તને તો વંદનજ છે.

ભાષાની ઝડઝમક.

ભાષાની ઝડઝમક માટે શ્રીમદ્‌નાં સંખ્યા બંધ કાવ્યો પડેલાં છે. જે કાવ્યો ભાષા, સાહિત્ય, રસ, અર્થ ગાંભિર્યાદિ ગુણે સુમંડિત હોઇ, જે તે વિષયને આપણા સન્મુખ મુર્તિમંત કરી શકે છે. વર્ષામાં રાજુલ દેવીનો વિલાપવાળુ કાવ્ય જોઇએઃ—

આકાશે ઘન ઘોર છવાયું વાદળુ, ઘન ગગડાટે વર્ષે મુશળ ધારજો,
ચકમક ચમકે વિજળી પડતો કાટકો, બીતા તેથી બીકણ નરને નારજો.
તેમ શ્યામ વિણ વર્ષા વેરણ થઇ રહી.

* * * *

શ્રાવણ ભાદરવો ઝરમર વરસી રહયો રહયો,
મનમાં પડતું નહિં ઘડી ક્ષણ ચેન જો.
જેમ મેઘ વિણ મન ચાતક તલસી રહ્યું,
વિરહ સર્પના વિષની લાગી ઘેન જો.
ભ. ભા. ૮ પૃષ્ટ ૧૪૭

આ શિવાય ભાષાની ઝડઝમક માટે હઝારો કાવ્યો મળી આવશે.

સર્વદર્શનની જાણ.

શ્રીમદ્ સર્વ દર્શનના જાણ છે. તેમની પાસે જૈન ઉપરાંત જૈનેતર જીજ્ઞાસુઓનો મોટો સમુદાય હમેશાં ધર્મચર્ચાને સદ્‌બોધનો લાભ લે છે. જ્ઞાનાનંદ લુટે છે. બ્રાહ્મણ, પાટીદાર, ક્ષત્રી વણીક મુસલમાન, પારસી, અંગ્રેજ આદિ સાદ્યાવધિ ભકતો શ્રીમદ્‌પર પ્રાણ પાથરે છે. આ સૌને ધર્મના સત્ય સ્વરૂપને સમજાવવા પડે છે.

શ્રીમદ્ આનંદઘનજી કહે છે તેમ.

ષટ્ દર્શન જીન અંગ ભણી જે

તેમ ષટદર્શનને ષટદર્શનવાદીઓને પોતાના અંગભુત બનાવવા માટે સર્વદર્શનનું જાણુ-પણું જોઈએ ને તે શ્રીમદ્‌નામાં પૂર્ણ તયા છે. શ્રીમદે જૈન દ્રષ્ટિએ ઇષાવાસ્યોપનિષદ્ ( વેદનું ભાવાર્થ પૂર્ણ વિવેચન ) ભાષંતર, કૃષ્ણગીતા, આત્મકૃષ્ણ, આદિ રચેલા ગ્રંથો તેની સાક્ષી પુરેછે.

પ્રખર વક્તા.

શ્રીમદ્‌ની વ્યાખ્યાન શૈલીથી વડોદરાના શ્રીમંત સરકારે બે વાર શ્રીમદ્‌ને બોલાવીને, તથા બીજા રાજા રજવાડા ઠાકોરો આદિ ધર્મ શ્રવણ કરી મુગ્ધ બન્યાના દાખલા મોજુદ છે. તેઓ ચોરે ચોતરેજ ઉપદેશ આપવો પસંદ કરે છે. તેમના વ્યાખ્યાનમાં હમેશાં જૈનો જેટલોજ જૈનેતર વર્ગ હાજર હોય છે. કેટલાયે મુસલમાનોને અંત્યજો તેમના અનન્ય ભક્તો છે, જેમને શ્રીમદે સદ્‌બોધ આપી સુધાર્યા છે ને મહાજ્ઞાની બનાવ્યા છે. ઉચ્ચ અભ્યાસી તરીકે શ્રીમદ્‌ના અંત્યજ ભક્તો સમાગમ કરવા લાયક છે. શ્રીમદ્ પ્રખર વક્તા તરીકે એક અદ્વિતીય વ્યક્તિ છે. અને આ વક્તૃત્વ તે લુખું-નિરસ નહિ પણ, આત્મજ્ઞાન, રસ, અલંકાર, સ્વાનુભવ, ને ઈતિહાસના જાણપણા સાથેનું હોય છે એજ જાણવા લાયક છે.

અવળી વાણીના નમુના.

શ્રીમદ્‌ના કાવ્યના ઉત્તમ નમુનાઓ સાથે અવળી વાણીના નમુના પણ પરિશિષ્ટમાં આપ્યા છે જે વાંચકે જોઈ લેવા.

ગ્રંથ પરિચય.

ગુર્જર ભાષાના સમર્થ લેખક તરીકેના શ્રીમદ્‌ના મહાન ગદ્ય ગ્રંથો વિશ્વમાં વિલસી રહ્યા છે.

કર્મયોગ–૧૦૦૦ પૃષ્ટનો ભગવદ્ ગીતાના જોટાનો સંસ્કૃત તથા ગુજરાતી ટીકા સાથેનો મહાગ્રંથ છે. જેમાં કર્મયોગનુ સ્વરૂપ વિશાળ દ્રષ્ટિએ સમજાવ્યું છે.

શ્રી આનદઘન પદ ભાવાર્થ સગ્રહ.

શ્રીમદ્ આનંદઘનજીના ૧૦૮ પદોપર આધ્યત્મિક દ્રષ્ટિએ–વિદ્વત્તાપૂર્ણ વિવેચન સાથેનો ૮૦૦ પૃષ્ટનો ગ્રંથ.

પરમાત્મ જ્યોતિ પૃ ૫૦૦ પરમાત્મ દર્શન, પૃ. ૪૨૫ પત્ર સદુપદેશ, પૃ ૬૦૦ ધર્મિક ગદ્ય સંગ્રહ (પૃ ૧૦૦૦) વચનામૃત પૃ. ૩૦૦, યોગદીપક પૃ ૨૫૦ જૈન ઐતિહાસીક રાસમાળા પૃ ૨૭૫, આદિ અનેક ગુર્જરગદ્ય ગ્રથો તથા ભજન સં. ભા ૧ થી ૧૦ તથા અન્ય ગુર્જર ભાષા તથા હિન્દી ભાષાના તેમજ શુદ્ધોપયોગાદિન અનેક સંસ્કૃત ગ્રંથો નજરે જોયા શિવાય તેની મહત્તાનો ખ્યાલ ન આવી શકે.

શ્રીમદ્‌ની લેખન શૈલી સરળ ભાવવાહી અને ઝડપી તેજી ગતિએ ચાલે છે. પોતે હમેશાં લખતાજ હોય છે. લખી લખી આંગળીઓને સખ્ત આંટણુ પડી ગયાં છે. વર્તમાન કાલીન જૈન યા જૈનેતર કોમના અન્ય સાધુ, આચાર્ય આટલા વખતમાં લગભગ ૧૦૫ જેટલા ગુર્જર, હિન્દી. સંસ્કૃત મહાગ્રંથો પોતે જાતેજ લખવાનું જાણમાં નથી. આવા ઉત્તમ આત્મજ્ઞાન ભર્યા ગદ્ય પદ્ય મહાગ્રથોના મહા લેખક તરીક ભારત વર્ષમાં અગ્રસ્થાને ઠલેલા આ મહા લેખકને જોતાંજ, જાણે તેમના ગળામાં દેવી સરસ્વતી સ્વહસ્તેજ વિજય માળા અર્પતી હોય એવો ભાસ થાય છે.

આમ સેંકડો ગદ્યાપદ્ય ગ્રંથો લખી ગુર્જર ભાષા સાહિત્યની અભિવૃદ્ધિમાં શ્રીમદે કેટલો ફાળો આપી તેને સમૃદ્ધને વૃદ્ધિંગત કર્યુ તે સ્પષ્ટ છે. નમન આ ઉત્કૃષ્ટ જૈન ગુર્જર સાહિત્ય કારને શું લખવું ? કેટલું લખવું. ટીપા જળથી સમુદ્રનું માપ બતાવવાનો પ્રયાસ હાંસીપાત્રજ થાય, તેમ મારો આ પ્રયાસ છે. શ્રીમદ્‌ના શતાધિક ગ્રથોનો પરિચય થોડા પાનમાં, અને શ્રીમદ્‌નો પોતાનો પરિચય થોડા શબ્દોમાં આપવો, એ કેમ બની શકે ? શ્રીમદ્ જૈન ગુર્જર સાહિત્ય પિપાસુઓએ તો શ્રીમદ્‌ના મહાગ્રંથો મેળવી આસ્વાદવાજ ઇષ્ટ છે.

શ્રીમદ્ અત્યારે ભારતવર્ષના પૃથ્વિ તલને પાવન કરતા. પોતાની અમૃત વાણીથી સુબોધ વર્ષાવતા વિચરી રહ્યા છે. લગભગ ૫૦ વર્ષની ઉમ્મર થવા છતા શરીર નરમ હોવાં છતા ગ્રંથ લેખનનું મહાકાર્ય અવિરલ ચાલુજ છે. વિશ્રાંતી શું છે તે શ્રીમદે જાણ્યુંજ નથી. શ્રી શાસન દેવ ! શ્રીમદ્‌ને વિશ્વોપકારક સહસ્ત્રાવધિ ગ્રંથો આલેખવાનું આત્મબળને દીર્ઘાયુ આપો એમ ઇચ્છી વિરમાય છે.

જેના વાણિ વિલાસમાં વિમલતા, સ્યાદ્વાદ વિદ્યાતણી,
શાંતિ સંયમ તિવ્ર સ્વાનુભવની, લ્હેરો વહે નિર્મળી !
પરભાવે નવ લેશ રક્ત રમતા આત્મોપયોગે ઠરી !
તે શ્રી સદ્‌ગુરૂ "બુધ્ધિસાગર" કૃપા રસ બિંદુ લેઘો મણિ

પાદરા
વૈશાખ શુદ ૯

ॐ शांतिः शांतिः शांतिः



# परिशिष्ट अ

## આચાર્ય મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજી કૃત

### ગુજરાતી, હિન્દી, સંસ્કૃત ગ્રંથોની યાદી.

પ્રકાશક. શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ. વકીલ મોહનલાલ હીમચંદ, પાદરા.

| નંબર | પુસ્તકનું નામ. | ક્યાં રચ્યું. | પૃષ્ટ. | કિંમત. | ભાષા. | સાલ. | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શ્રી આનંદઘન પદ ભાવાર્થ સંગ્રહ | પાદરા | ૮૦૦ | ૨-૦-૦ | ગુજરાતી | ૧૯૬૮ અક્ષયતૃતિયા | |
| ૨ | કર્મ યોગ | અમદાવાદ | ૧૦૦૦ | ૩-૦-૦ | સં. ગુ. વિવેચન | ૧૯૭૩ મહા શુદી ૧૧ | |
| ૩ | ધાર્મિકગદ્ય સંગ્રહ અને } | પેથાપુર | ૯૭૬ | ૩ ૦-૦ | ગુજરાતી | ૧૯૭૩ આશો વદી ૩ | |
| ૪ | પત્ર સદુપદેશ ભા-૧ } | ,, | | | | | |
| ૫ | પરમાત્મ જ્યોતિ. | અમદાવાદ | ૫૦૦ | ૦-૧૨-૦ | ગુ સંસ્કૃત | ૧૯૬૬ માગશર શુ. ૭ | |
| ૬ | પરમાત્મ દર્શન. | મેહસાણા | ૪૨૫ | ૦-૧૨-૦ | ,, ,, | ૧૯૬૯ | અષાડ શુ. ૫. |
| ૭ | પત્ર સદુપદેશ. ભા-૨ | વિહાર | ૫૭૫ | ૧-૮-૦ | ,, | ૧૯૭૫ ભાદ્રવા | શુ. ૫. |
| ૮ | ભજન સંગ્રહ ભા-૧ આવૃત્તી-૧ લી. | વિહાર | ૨૦૦ | ૧-૦-૦ | ગુજરાતી અને હિન્દી | ૧૯૬૪ | ગુજરાતી-બાળ |
| ૯ | ભજન સંગ્રહ ભાગ-૨ | ,, | ૩૩૬ | ૦-૮-૦ | ગુજરાતી અને હિન્દી | ૧૯૬૫ કતિક | બોધની ચાર આ |
| ૧૦ | ભજન સંગ્રહ ભાગ-૩ | કાવીઠા | ૨૧૫ | ૦-૮-૦ | ,, | ,, માગશર શુ. ૧૧ | વૃતઓ થઇ છે. |
| ૧૧ | ભજન સંગ્રહ ભાગ-૪ | વિહાર | ૩૦૦ | ૦-૮-૦ | ગુ-હિન્દી | ,, આશો શુ. ૧૦ | |
| ૧૨ | ભજન સંગ્રહ ભાગ-૫ | વિજાપુર | ૧૯૦ | ૦-૬-૦ | ગુજરાતી | ૧૯૬૭ પોષ શુ ૧૧ | |
| ૧૩ | અધ્યાત્મ ભજન સંગ્રહ | વિહાર | ૨૦૦ | ૦-૬-૦ | ગુ-હિન્દી | ,, જેઠ શુ ૮ | |
| ૧૪ | ભજન (કવ્વાલીકાવ્ય) સંગ્રહ ભાગ-૬ | મુંબાઇ | ૨૦૦ | ૦-૧૨-૦ | ગુજરાતી | ૧૯૬૮ જ્ઞાન પાંચમી | |
| ૧૫ | ભજન (કાવ્ય) સંગ્રહ ભાગ-૭ | વિહાર | ૧૬૦ | ૦-૮-૦ | ,, | ૧૯૬૯ ચૈત્ર શુ. ૧ | |
| ૧૬ | ભજન સંગ્રહ ભાગ-૮ | પેથાપુર | ૮૫૦ | ૩-૦-૦ | ગુજરાતી તથા હિન્દી | ૧૯૭૩ આ. શુ. ૧૫ | |
| ૧૭ | ભજન સંગ્રહ ભાગ-૯ | વિજાપુર | ૫૮૦ | ૧-૮-૦ | ગુ. હિન્દી. સંસ્કૃત | ૧૯૭૯ આ. શુ. ૨ | |
| ૧૮ | ભજન સંગ્રહ ભાગ-૧૦ | ,, | ૨૦૦ | ૧-૦-૦ | ગુ-હિન્દી | ,, આ. શુ. ૧૫ | |
| ૧૯ | વચનામૃત (બૃહત) | મુંબાઇ | ૩૦૦ | ૦-૧૪-૦ | ગુ-માગધી | ૧૯૬૭ના ચૈ વ. ૫ | |
| ૨૦ | જૈન ઐતિહાસીક રાસમાળા. | ,, | ૨૭૫ | ૧-૦-૦ | ગુજરાતી | ૧૯૬૯ | |

| નંબર. | પુસ્તકનુ નામ | કયા રચ્યું | પૃષ્ઠ. | કિંમત, | ભાષા. | સાલ. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | યોગદીપક ને યોગસમાધિ | સુરત-કુમસ | ૨૫૦ | ૦-૧૪-૦ | ગુ. અને સસ્કૃત | ૧૯૬૬ ચૈ શુ. ૧ | |
| ૨૨ | ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભાગ-૨ | પેથાપુર | ૩૨૫ | ૧-૦-૦ | ,, | ૧૯૭૩ વૈ. વ.૧ | |
| ૨૩ | તત્વ બિંદુ | અમદાવાદ | ૨૩૦ | ૦-૪-૦ | ગુ-માગધી | ૧૯૬૬ મા. શુ. ૬ | |
| ૨૪ | અધ્યાત્મ વ્યાખ્યાન માળા | માણસા | ૨૦૦ | ૦-૪-૦ | ગુજરાતી | ૧૯૬૪ અષા. શુ ૫ | |
| ૨૫ | ગુરૂ બોધ આવૃતી-૧ | | ૧૭૫ | ૦-૪-૦ | ,, | ૧૯૬૭ | બી આ.તેયાર થાય છે |
| ૨૬ | ગહુંલી સગ્રહ ભાગ-૧ આ. ૧-૨-૩ | | ૧૧૦ | ૦-૩-૦ | | | |
| ૨૭ | ગહુંલી સંગ્રહ ભાગ-૨ | | ૧૨૫ | ૦-૪-૦ | ,, | ૧૯૭૬ પો. વ ૫ | ત્રી. આ.થઇછે |
| ૨૮ | ગુરૂ ગીત ગહુંલી સંગ્રહ | સાણંદ | ૨૦૦ | ૦-૧૨-૦ | | ૧૯૭૭ ગુરૂ પુર્ણીમા | |
| ૨૯ | પૂજા સંગ્રહ (બૃહત) | મહેસાણા | ૪૦૦ | ૧-૦-૦ | ,, | ૧૯૬૯ કા. શુ. ૫ | |
| ૩૦ | તિર્થ યાત્રાનુ વિમાન. | દમણ | ૭૮ | ૦-૧-૦ | ,, | ૧૯૬૭ મા. વ ૧૧ | |
| ૩૧ | ૩૧ શ્રાવક ધર્મ સ્વરૂપ ભાગ-૧ આવૃત્તિ-૩જી | મુંબાઇ | ૪૦ | ૦-૧-૦ | ,, | ૧૯૬૭ ચૈ. શુ ૫ | |
| ૩૨ | ,, ભાગ-૨ | , | ૪૦ | ૦-૧-૦ | ,, | ૧૯૬૭ ચૈ. વ. ૫ | |
| ૩૩ | આત્મતત્વ દર્શન | પેથાપુર. | ૧૦૦ | ૦-૮-૦ | ગુ. માગધી | ૧૯૭૩ આ. વ. ૧૦ | |
| ૩૪ | ભારત સહકાર શિક્ષણ પદ્ય કાવ્ય. | વિજાપુર | ૧૭૫ | ૦-૧૦-૦ | ગુ માગધી | ૧૯૭૪ ચૈ. શુ. ૧ | |
| ૩૫ | પ્રતિજ્ઞા પાલન. | પેથાપુર | ૧૦૦ | ૦-૫-૦ | ગુ. સંસ્કૃત | ૧૯૭૩ ફા. વ. ૪ | |
| ૩૬ | વિજાપુર વૃત્તાંત ભા-૧ | વિજાપુર | ૧૦૦ | ૦-૪-૦ | ગુ. | ૧૯૭૧ ચાતુર્માસ | |
| ૩૭ | મિત્ર મૈત્રી. | પેથાપુર | ૧૫૦ | ૦-૮-૦ | ગુ. | | આવૃતિ બી. તૈયાર થાય |
| ૩૮ | જૈનોપનિસદ્ | ,, | ૫૦ | | ગુ. સં. | ૧૯૭૪ અ. શુ. ૪ | |
| ૩૯ | શિષ્યોપનિસદ્ | , | ૫૩ | મુ. પ્ર. ભેટ | ગુ. | ,, ભાદ્રપદ શુ. ૨ | |
| ૪૦ | ગુણાનુરાગ કુલક | સુરત | ૨૫ | ૦-૧-૦ | ગુ. | ૧૯૬૬ શ્રાવણ | |
| ૪૧ | દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | મેસાણા | ૧૫૦ | ૦-૪-૦ | માગધી ગુજરાતી | ૧૯૭૮ શરદપુણિમા | |
| ૪૨ | આત્મપ્રદીપ | અમદાવાદ | ૩૧૫ | ૦-૮-૦ | ગુ. | ૧૯૬૫ જે શુ ૧૩ | ભાષાંત્તર અન્ય તું છે |
| ૪૩ | અનુભવ પચ્ચીશી. | મુલ-સાદરા ટી-વિજાપુર | ૨૫૦ | ૦-૮-૦ | સંસ્કૃત અને ટીકા ગુ | બીજા શ્રા. શુ. ૫ | |
| ૪૪ | સમાધિશતક. | અમદાવાદ | ૩૫૦ | ૦-૮-૦ | ગુ. | ૧૯૬૨ જે. સુ. ૫ | |
| ૪૫ | કન્યાવિક્રય દોષ | સૌરાષ્ટ્ર વિહાર | ૧૪૦ | ૦-૪-૦ | ગુ. | ૧૯૬૧ | |

| નંબર | પુસ્તકનું નામ. | ક્યાં રચ્યું. | પૃષ્ટ. | કિંમત. | ભાષા. | સાલ. | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૪૬ | ચિન્તામણિ. | પાદરા | ૧૦૦ | ૦–૨–૦ | ગુ. | ૧૯૬૨ | |
| ૪૭ | જૈન ધર્મની પ્રાચીન અર્વાચીન સ્થિતિ. | અમદાવાદ | ૧૦૦ | ભટ | ગુ. | ૧૯૬૮ આ. વ. ૫ | |
| ૪૮ | પૂજાસંગ્રહ (લઘુ) | સાણંદ | ૫૦ | ૦–૨–૦ | ગુ. | ૧૯૬૮ | |
| ૪૯ | આત્મ શિક્ષા. | | ૭૫ | અમુલ્ય | ગુ. | ૧૯૭૧ | |
| ૫૦ | અધ્યાત્મશાંત પ્રથમ આવૃત્તિ. | પાદરા | ૧૦૦ | ,, | ,, | ૧૯૫૯ પો. પુર્ણિમા | |
| ૫૧ | ,, આવૃત્તિ–૨જી. | પાદરા | ૧૨૫ | ૦–૩–૦ | ,, | ૧૯૬૯ | |
| ૫૨ | ગચ્છમતપ્રબંધતા—તથા જૈન ગીતા | માણસા | ૬૦૦ | ૧–૦–૦ | ,, | ૧૯૭૩ વૈ. વ. ૫ | |
| ૫૩ | સુખસાગર ગુરૂગીતા. | ઇડર | ૧૨૫ | ૦–૪–૦ | ,, | ૧૯૭૧ મહા શુ ૧૫ | |
| ૫૪ | સાબરમતિ ગુણ–શિક્ષણ કાવ્ય. | વરસોડા | ૨૦૦ | ૦–૬–૦ | ,, | ૧૯૭૨ ચાતુર્માસ | બ્રીટીશમાં ટ્રે. |
| ૫૫ | ષડ્દ્રવ્ય વિચાર | પાદરા | ૨૫૦ | ૦–૪–૦ | ,, | ૧૯૫૮ ફા. શુ. ૫ | કો. વિ. મારે |
| *૫૬ | આગમ સારોધ્ધાર. | પાદરા | ૪૭૦ | ૦–૬–૦ | | ૧૯૭૮ અક્ષયત્રિયા | મંજુર |
| ૫૭ | રવિસાગરજી ચરિત્ર ને શોક વિનાશક ગ્રંથ. | પાદરા | ૬૦ | અમુલ્ય | ગુ. | ૧૯૫૯ પો શુ. ૫ | |
| ૫૮ | આત્મ પ્રકાશ. | સાણંદ | ૫૦ | ,, | ગુ | ૧૯૬૩ શ્રા. શુ. ૧૫ | શ્રીમદ્દના જૈન |
| ૫૯ | વચનામૃત ન્હાનું. | વિહાર | ૧૫૦ | ,, | ગુ. | ૧૯૬૨ | પત્રમાં આ બે |
| ૬૦ | તત્વજ્ઞાન દિપીકા. | | ૧૨૪ | | | | લેખોનો સંગ્રહ. |
| *૬૧ | શ્રીમદ દેવચંદ્રજી (પ્રસ્તાવના) | પાદરા | ૧૦૨૮ | ૨–૦–૦ | સંસ્કૃત માગધીગુજરાતી | ૧૯૭૪ વૈ શુ. ૧ | શ્રીમદ્ દેવચંદ્રજી |
| *૬૨ | શ્રીમદ દેવચંદ્રજી ભા–૨ (પ્રસ્તાવના) | પાદરા | ૧૨૦૦ | ૩–૮–૦ | ,, | ૧૯૭૫ આ. શુ. ૩ | કૃત. |
| *૬૩ | કર્મપ્રકૃતી ટીકા ભાષાંતર | પાદરા | ૮૦૦ | ૩–૦–૦ | | ૧૯૭૬ મા. શુ. ૨ | ,, |
| ૬૪ | આત્મશક્તિ પ્રકાશ | | | | | | અન્વટીકા સહીત |
| ૬૫ | આત્મદર્શન ગીતા | | | | સંસ્કૃત | | |
| ૬૬ | જ્ઞાન દિપીકા | | | | | | |
| ૬૭ | પુજાસંગ્રહ અષ્ટપ્રકારીને વાસ્તુપૂજા | | | | | | |
| ૬૮ | શ્રીમદ યશોવિજયજી નિબંધ ગુ.સા. પ. મારે | | | | | | |
| ૬૯ | ધ્યાન વિચાર આત્માનંદ સભાએ પ્રકાશ કર્યો. | | | | | | |
| ૭૦ | તત્વ વિચાર. | | | | | | |
| ૭૧ | સત્વ સ્વરૂપ. | | | | | | |

| નંબર | પુસ્તકનું નામ. | ક્યાં રચ્યું. | પૃષ્ઠ. | કિંમત. | ભાષા. | સાલ. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૭૨ | ચેતન શક્તિ. | | | | | | |
| ૭૩ | વર્તમાનકાળ સુધારો | | | | | | |
| ૭૪ | પરબ્રહ્મ નિરાકરણ | | | | | | |
| ૭૫ | બુદ્ધિપ્રકાશ ગદ્ય-સંગ્રહ ભા ૧ | | | | | | |
| ૭૬ | બુદ્ધિપ્રકાશ ગદ્ય-સંગ્રહ ભા.૨ | | | | | | |
| ૭૭ | શ્રીમંત સયાજીરાવ પાસે આપેલા વ્યાખ્યાન ગુજરાતી | | | | | | |
| *૭૮ | શ્રીમત સયાજીરાવ પાસે આપેલા વ્યાખ્યાન અંગ્રેજી | | | | | | |
| ૭૯ | શત્રુંજય રાસ પ્રસ્તાવના આનંદ મૌક્તિક (દે+લા+પુ+ફંડ) | | | | | | અન્ય રચિત ભાષાંતર |
| ૮૦ | ષોડશક પ્રકરણ પ્રસ્તા. | | | | | | |
| ૮૧ | ગુરુગીતા–પ્રસ્તાવના | | | | | | |
| ૮૨ | જૈન સ્યાદ વાદ મુક્તાવલી | | | | સંસ્કૃત | | |
| ૮૩ | ચોવીશી. | | | | | | |
| ૮૪ | અધ્યાત્મ ગીતા. | | | | | | |
| ૮૫ | આત્મ સ્વરૂપ | | | | | | |
| ૮૬ | તત્વ પરિક્ષા વિચાર | | | | | | |
| ૮૭ | ગુરુમહાત્મ્ય. | | | | | | |
| ૮૮ | ઇશા વાસ્યો પનિષદ, જૈન દ્રષ્ટિએ વેદ પર ભાવાર્થ | | | | | | પ્રેસમાં. |
| ૮૯ | જૈન ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભા-૨ | | | | | | ,, |
| ૯૦ | પૂજા સંગ્રહ ભા-૨ | | | | | | ,, |
| *૯૧ | શ્રીમદ્ દેવચંદ્રજી તેમનું જીવન અને ગુર્જર સાહિત્ય. | પાદરા. | | ૦-૪-૦ | ગુજરાતી | ૧૯૮૦ | |
| ૯૨ | આત્મ શુદ્ધોપયોગ | | | | સંસ્કૃત | | |
| ૯૩ | દયાગ્રંથ | | | | ,, | | |

| નંબર | પુસ્તકનું નામ. | ક્યાં રચ્યું. | પૃષ્ઠ. | કિંમત. | ભાષા. | સાલ. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૯૪ | શ્રેણિકસુબોધ | | | | સંસ્કૃત | | |
| ૯૫ | કૃષ્ણ ગીતા. | | | | ,, | | |
| ૯૬ | સંઘ કર્તવ્ય ગ્રંથ | | | | ,, | | |
| ૯૭ | પ્રજા સમાજ કર્તવ્ય ગ્રંથ | | | | ,, | | |
| ૯૮ | શોક વિનાશક ગ્રંથ | | | | ,, | | |
| ૯૯ | ચેટક બોધ ગ્રંથ | | | | ,, | | |
| ૧૦૦ | સુદર્શના સુબોધ ગ્રંથ | | | | ,, | | |
| ૧૦૧ | સ્નાત્ર પૂજા | | | | | | પ્રેસમાં છપાય છે |
| ૧૦૨ | જૈન ધર્મ અને ખ્રીસ્તી ધર્મનો મુકાબલો | | | | | | સંશોધી બૃહત |
| ૧૦૩ | વિજાપુર વૃત્તાંત. | | | | | | આવૃત્તિઓ |
| ૧૦૪ | આત્મ પ્રદીપ | | | | | | |
| ૧૦૫ | લાલ લાજપતરાય અને જૈન ધર્મ | | | | | | |
| ૧૦૬ | સદ્‌ગુરૂ સ્વરૂપ. | | | | | | |

* આ નીશાનીવાળા ગ્રંથોના મૂળ રચયીતા બીજાઓ છે જે શ્રીમદ્‌ના સદુપદેશથી લખાયા વા ભાષાન્તરો થયેલ છે.

# परिशीष्ट ब.

## શ્રીમદ્‌ના કાવ્યોની વાંનગી.

૧ વંદેમાતરમ્

૨ દેહ તંબુરો (યોગપદ)

૩ આત્મ સ્વરૂપ કૃષ્ણ.

૪ ભારત દેશ.

૫ વર્ષા ઋતુમાં રાજેમતીનો વિલાપ (ભાષાની ઝડઝમક)

૬ આંતરીક શુદ્ધ પ્રેમ (લગ્ન સાહિત્ય)

૭ મનોવૃત્તિને.

૮ આત્મ પ્રભુની શોધ.

૯ યોગપદ

૧૦ }
૧૧ } અવળી વાણીનાં ત્રણ પદો.
૧૨ } ( हिन्दी )

૧૩ પીજા અમિરસ પ્યાલી.

૧૪ દેખો આતમ નૂરા (हिन्दी)

૧૫ અનુભવ ભાંગ. (हिन्दी)



## હરિગીત.

જય ભારતી ! રળિયામણી ! સહુ તિર્થને ઘટ ધારિણી.
જય જય રૈશીલી યોગિની ! આર્યો તારિણી ઉદ્ધારિણી.
શક્તિ અનંતી ધારિણી, દુઃખ વારિણી વિશ્વે ભલી.
વર્ણે વિવિધે શોભતી. ભાવેન वंदे मातरम ૧

તુજ આરતી ભાનુ બન્યો, તારા શશી છે ચંદ્રવો !
કરતા નવગ્રહ સેવના, કરતાજ દેવો ઉત્સવો !
ધર્મી જનોને ધારિણી, બ્રહ્માણી રસથી રેલતી.
શ્રુતિ હંસવાહિની નિર્મળી. ભાવેન. ૨

દુષ્ટો હણે તે કારણે, તું ચંડિકા કાલી ખરી.
જય મોહ રાક્ષસ નાશિકા, સંતાન પાલક જય કરી !
સ્વાતંત્ર્ય શકિતદાયીની, જીવંત જનતા વાહિની.
મડદાલને દુરે કરે, ભાવેન. ૩

શ્રદ્ધાળુમાં શકિત ભરે, નાસ્તિક સંશયી જન મરે,
તુજને ભજે જે ભાવથી, તે ભાવ ફળ અર્પણ કરે.
પ્રસવેજ જ્ઞાની ભકતને, શૂરા જનોને નિર્મળી.
ચક્રેશ્વરી પદ્માવતિ. પ્રીયાજ વંદેમાતરમ્ ૪

શ્રુત જ્ઞાન શકિત ધારિણી, ધર્મો અસંખ્ય પ્રચારિણી
ચારિત્ર્ય દર્શન દાયિની, રહેતી સદાય સોહાગિની,
ગાયન ભલેરાં ગાયકે, ત્હારાંજ ગાવે રસધરી.
જ્યોતિ પ્રકાશક ભાસ્કરી, ભાવેન વંદે માતરમ્ ૫

સંકટ થકી ઝટ વારતી, દુઃખોદધિથી તારતી.
સત્યપ્રદાતા શારદા, ભકતો સકલ ઉધ્ધારતી,
નવ નવ રસે વહેતી રહે, પર્યાય નવ નવ ધારતી.
અજવાળતી નિજ કુખને, ભાવેન ૬

ચૈતન્ય જડ શક્તિ ભર્યાં, તુજ પુત્ર જગ ઉધ્ધારશે.
અધ્યાત્મ શક્તિયો વડે, તુજ મુખ જગ અજવાળશે.
સ્વાતંત્ર્ય પ્રીતિ સત્યને, સુખ શાંતિ જગ ફેલાવશે,
અધ્યાત્મ અંબા भारती भावेन वंदे मातरम ૭

ભ–સં–ભા–૯ પૃ-૩૨૦

---

31

# દેહ તંબુરો !

### યોગ પદ.

દેહ તંબુરો સાત ધાતુનો, રચના તેની બેશ બની.
ઇડા પિંગળા શુષુમ્ણા, નાડીની શોભા અજબ બની.

ત્રણ તારની ગેબી રચના, ત્રણ અંગુલીથી વાગે.
અષ્ટ સ્થાનથી શબ્દ ઉઠાવે, મન મોહન મીઠું વાગે.

અનેક રાગને અનેક રાગણી, ચેતન તેનો ગાનારો.
રજસ્તમો ગુણ સત્વભાવના, જે આવે તે ગાનારો.

પિંડ અને બ્રહ્માંડ ભાવને, દેહ તંબુરાથી ગાવે.
વૈખરીથી બાહિર શુણાવે, મધ્યમા પ્રેરક થાવે.

પરા પસ્યંતિથી ગાનારો, અલખ અલખ ઉચ્ચરનારો
શ્રુત પ્રયોગે પરાપસ્યંતિ, ભાષામાં તે ગાનારો.

દેહ તંબુરો અલખ ધૂનમાં, પરાપસ્યંતિથી વાગે.
જાગૃત તુર્યાવસ્થા માંહિ, ચેતન યથા ક્રમે જાગે.

દેહ તંબુરો શ્રી તિર્થંકર, વગાડતા વૈખરી યોગે.
શબ્દ શુણિને ભવ્યજીવો તસ, જ્ઞાન કરે અનુભવ યોગે.

દેહ તંબુરો વગાડનારો, ચિદાનંદ ઘટમાં પોતે.
બુદ્ધિસાગર અલખ ધૂનમાં, અનંત સુખ છે વૈરાગ્યે.

ભજન સંગ્રહ-ભાગ-૩-પૃ-૯૭



# આત્મ સ્વરૂપ કૃષ્ણ !

(હવે મને હરિ નામનો નેહ લાગ્યો–રાગ)

રમજો રંગે કૃષ્ણજી (ચેતનજી) રંગમાં રે રાચી.
સમજીને વાત આતો સાચી રે !–રમજો.

અસંખ્ય પ્રદેશી આર્ય ક્ષેત્રમાં–સુમતિ યશોદાના જાયા;
વિવેક નંદના તનુજ સોહાયા, શમતા વ્રજ દેશે આયારે. રમજો.

સ્થિરતા રમણતા રાધાને લક્ષ્મિ, તેહના પ્રેમમાં રંગાયા,
ધારણા દ્વારકામાં વાસ કર્યો રૂડો, ચરણ વસુદેવ રાયારે. રમજો.

ભાવ દયા દેવકીનારે છોરૂ, આકાશ ઉપમાથી કાળા;
અનુભવ દ્રષ્ટિ મોરલીનાનાદે, લયલાગી લટકાળારે ! રમજો.

સાત નયોના વાક્યોની મટકી, વેચે મૈયારણ સારી;
ક્ષયોપશમ જ્ઞાન વૃત્તિ અહિરણ આત્મજ્ઞાન દધિ ધારીરે. રમજો.

ભેદજ્ઞાન દ્રષ્ટિ લકુટીથી ભાગી, તત્વામૃત દહિં ચાખ્યું;
ગિર્વાણીના ધારી ગિરધારી જ્ઞાનીએ ભાવથી એ ભાંખ્યુરે. રમજો.

આતમ ધ્યાનનો રાસ રમાડીને, આનંદ વૃત્તિઓને આપો;
રાગદ્વેશાદિક મોટા જે રાક્ષસ, તેહને મુળમાંથી કાપોરે; રમજો

નિશ્ચય વિશ્નુ, વ્યહવારે કૃષ્ણ, અવતારી જીવ પોતે !
આત્મ કૃષ્ણને આત્મજ વિશ્નુ, બીજે શોદને તું ગોતેરે; રમજો

અધ્યાત્મથી કૃષ્ણ છે આતમ, ઔદયિક જલધિ નિવાસી,
પરભાવ નાગરાજ જીતીને ઉપર, પોઢયા છે વિશ્નુ વિલાસીરે; રમજો

નિજગુણ કર્તા–પરગુણ હરતા, આતમ કૃષ્ણ કહેવાયા,
સમજ્યા વિણુ તાણાતાણા કરાંને, અંતર ભેદ કોન પાયારે; રમજો

આતમ કૃષ્ણને ભાવોને ગાવો, લેજો માનવ ભવ લ્હાવો;
બુધ્ધિસાગર હરિ આતમ રાયા, અંતર દૃષ્ટિથી ધ્યાવોરે. રમજો.

ભજન-સંગ્રહ–ભાગ૧ પૃષ્ટ ૨૨૩



# ભારત દેશ

અમારો આતમ ભારત દેશ, તેમાં પૂર્ણાનંદ હમેશ,
જ્ઞાનની ગંગા. શમતા યમુના, નિર્મળ વહે સદાય;
બ્રહ્મ જ્ઞાનની બ્રહ્મપુત્રા શુભ શાંતિ સિંધુ વહાય—અ૦
શુદ્દોપયોગિ સરસ્વતિ શુભ, વહેતી આર્ય પ્રદેશ;
શુભ વૃત્તિ રૂપ અનેક નદિઓ, ટાળે તન–મન ક્લેશ—અ૦
સેવા રૂપ છે દક્ષિણ નીચે, પગ લંકાં સુખકાર;
શિર્ષ વિચારોનો હિમાલય, શિવ કૈલાસ છે પાર—અ૦
તુર્યાવસ્થા તિબેટ શોભે, કાશ્મીર સામ્ય સ્વભાવ;
શુદ્ધભાવ સિદ્ધાચળ પર્વત, ઉચ્ચતા આબુભાવ—અ૦
સત્ય પરાક્રમ છે પંઝાબજ, સિંધુ શૌર્ય સ્વભાવ;
કઠીન તપતે કચ્છ દેશ છે, સૌરાષ્ટ્રજ શુભદાવ—અ૦
અહિંસા ગુણ ગુર્જર દેશજ, મારવાડ શુભ માન;
માલવ મૃદુતા વિદ્યા ચેદી. બંગ પ્રભુ ગુણગાન—અ૦
કાશી અયોદ્ધા ભક્તિ ઉપાસન, પ્રભુ વિવેક વિહાર;
સત્ય વિચારજ વરાડ જાણો, દક્ષિણ ધર્માચાર—અ૦
ધર્મ કુશલતા કર્ણાટક છે, દ્રાવિડ ઉત્તમ જ્ઞાન;
મહારાષ્ટ્ર છે આત્મ મહત્તા, ધારવાડ પ્રભુ તાન—અ૦
સંતો વૃક્ષો ડગલે ડગલે, અસંખ્ય દિવ્ય પ્રદેશ;
ત્રણ દિશાએ વિદ્યાસાગર, જલ સ્થલ શુભ પ્રવેશ—અ૦
પુણ્ય કર્મ છે અનેક તીર્થે, પિંડે તે બ્રહ્માંડ;
પર બ્રહ્મ મહા વીર પ્રભુ રવી, ઉગે નૂર આસ્માન—અ૦
શ્રદ્ધા આરબ દેશ મઝાનો પ્રીતી તેજ ઈરાન;
તુર્કસ્થાન છે તત્વ પ્રતીતિ, બળ અફગાનીસ્તાન—અ૦
એવા અસંખ્ય પ્રદેશે રૂડો, સર્વ દેશ શિરદાર;
આત્મ દેશ ભારતમાં જન્મે, ધન્ય ધન્ય અવતાર—અ૦
ક્ષમા પૃથ્વિ શાંતિ જળ મનડુ–વાયુ અગ્નિજ જ્ઞાન;
આનંદ નભ એ પંચ ભુતનું, વિલસે રૂડુતાન—અ૦
આતમ ભારત આર્ય દેશમાં–દેશો સર્વ સમાય;
ગુણ પર્યાયી સર્વે ધર્મો, ઉત્પતિ વ્યય પાય—અ૦
નામ રૂપનો મોહ ત્યજીને, ઐક્ય ધરો ગુણતાન;
બુધ્ધિસાગર ચિદાનંદમય, આર્ય દેશ મસ્તાન—અ૦

ભ–સં–ભા–૯–પૃ–૧૨૪

# વર્ષાઋતુમાં રાજેમતિનો વિલાપ.

## (આસોમાસો શરદ પૂનેમનો રાગ.)

આકાશે ઘનઘોર છવાયું વાદળુ, ઘનગડ ગાજે વરસે મુશળધારજો,
ચકમક ચમકે વિજળી પડતો કાટકો, બીતા તેથી બીકણ નરને નારજો;
નેમ શ્યામ વિણુ વર્ષા વેરણ થઇ રહી. ૧

સરસર ખળખળ વ્હેતું પાણી ચાલતું, સરવર છલકાઇ જાતાં ઉભરાઇજો;
નાળાં નદિઓ જળમય થઇને શોભતાં, જાય પપૈયો મનમાંહિ હરખાઇજો–નેમ. ૨

વનરાજી જ્યાં ત્યાં ઉગીને ઓપતી, માળામાં પંખી બેઠાં અકળાઇજો;
સૂરજ છાયો વાદળથી આકાશમાં, ઝાંખા કીરણો પ્રકાશે ઘનમાંહીજો.–નેમ. ૩

ઢોરો વગડામાં ચરતાં વ્હાલજ ધરી, ખેતર ખેડે ખેડુતો ખુશ થાયજો;
નીલી સાડી ઓઢી પૃથ્વિએ ભલી, મોરો નાચી કરતાં હર્ષ વધાઇજો.–નેમ. ૪

ડ્રૂં ડ્રૂં કરતાં ડેડક વૃંદો સામટાં, ટમટમ કરતાં તમરાં રાતમઝારજો;
શાંતિ લેતાં ઘરમાં નરને નારીઓ, શિતળ વાયુ વાતો જગ સુખકારજો.–નેમ. ૫

ગાવે મધુરાં ગીતો ઘરમાં ગોરિઓ, ઢોર હરાયાં ખેતરમાં ખડ ખાયજો;
મનના મેવા મળીયાં સૌને માનતા, અંતર્યામિ વણુ મુજ મન અકળાયજો.–નેમ. ૬

ઝરમર ઝરમર વર્ષા દુઃખમયથઇ રહી, પતિ વિના વર્ષો સમ ક્ષણ ક્ષણ થાયજો;
જેઠ અષાડે આંખો અશ્રુ વૃષ્ટિથી, વાદ કરંતી સાગરથી દેખાયજો.–નેમ. ૭

શ્રાવણ ભાદરવો ઝરમર વર્ષી રહ્યો, મનમાં પડતું નહિ જરી ક્ષણ ચેનજો;
નેમિ મેઘ વણુ મન ચાતક તલસી રહ્યું, વિરહ સર્પના વિષની લાગી ઘેનજો.–નેમ. ૮

મેં જાણ્યુંતું વર્ષા તો વ્હાલી થશે, વર્ષાની ઝડીયે ઘડિયાં મન દુઃખજો;
બની બાવરી વર્ષા ઉની થઇ રહી, દુઃખ જાણે જેનાં મન લાગી ભુખજો.–નેમ. ૯

નેમ નેમ કરતી હું ઝરૂખે ઝુરતી, દયા દુખીની લાવો ત્રિભુવનનાથજો;
બુધ્ધિસાગર કરૂણા દીલમાં લાવીને, પ્રેમે વ્હાલા ઝાલો મારો હાથજો.–નેમ. ૧૦



# આંતરિક શુદ્ધ પ્રેમ (લગ્ન સાહિત્ય.)

(ધીરાના પદનો રાગ.)

પ્રભુની સાથે બાંધીરે, પ્રેમનો સંબંધ સાચો;
પ્રભુથી પ્રેમ જોડીરે, આનંદ રસ માંહિ રાચો-પ્ર૦

ચાર ભાવના ચોરી બાંધી, વિવેક માંડવો સાર,
સંયમના લીલુડા વાંસો, ભક્તિ ઘટ જયકાર.
શ્રધ્ધાનાં તોરણ બાંધીરે, મનમાંહી બહુ માચો-પ્ર૦

સમક્તિનાં પીયરીયાં પ્યારાં, વિવિધ ગીતો ગાય;
શુભ પરિણતી સાહેલી વૃંદો, આનંદે ઉભરાય.
ભાવ થકી શ્રૃંગારોરે, પહેરે ભાવ નહિં કાચો-પ્ર૦

ભાવચરણ સાસરીયાં આવ્યાં, ઉત્તમ જાનજ લેઈ;
આત્મપતિનું લગ્નજ કરવા, અંતર લક્ષ્યને દેઇ.
વાજીંત્રો વાગે પ્યારાંરે, અનહદ ધ્વની કેઈ-પ્ર૦

સત્ય તણી દુંદુંભી બાજે, બેન્ડ શીલ સુખકાર;
ઐકય ભાવની વેદી આગળ, બેઠાં બેઉ જયકાર.
વર-વહુ પરણેરે, ચાર ફેરા ફરે ધારી-પ્ર૦

નિઃસંગ દશાનો પહેલો ફેરો, બીજો સ્વાર્પણ ફેર;
એક તાનનો ત્રીજો ફેરો, ચોથો અનુભવ લ્હેર.
પરણ્યા એમ બન્નેરે, અંતરમાં સુખકારી-પ્ર૦

આતમ તે પરમાતમ સાચો, પ્રભુ ખરો દીલમાંહી;
લગ્ન ખરાં સમતાનાં તેથી, અંતર દ્રષ્ટિ આંહિ.
બુધ્ધિસાગર સેવોરે, પ્રેમનો સંબંધ બાંધી-પ્ર૦



# મનોવૃત્તિને !

રહે કેમ નિશદિન ભમતી, હઠીલી, રહે કેમ ?
સમજાવ્યું ન સ્હમજતી !—હઠીલી.

મોહ પ્રેરણાથી પ્રેરાઈ, છાનીમાની છટકતી;
વાર્યું ન માને સ્વચ્છંદીની, ભુતની પેઠે ભટકતી—હઠીલી.

વેદ ભણાવ્યા કુરાન ભણાવ્યું આગમ વાતને ભણતી;
તો પણ વ્હાલ કરે વિષયોમાં, ઉપનિષદ્ ગણુગણુતી—હઠીલી.

ધ્યાન ધારણા માંહિ રમાડી, તોપણ બાહિર રમતી;
કયાં ધર્મ પ્રારબ્ધ પ્રયોગે, ઓર વસ્તુ કાંઇ ગમતી—હઠીલી.

ઠરતી ના ઠરી એક ઠેકાણે, જ્યાં ત્યાં એઠું જમતી;
મોટાઓનાં મ્હેણાં ટુણાં, ગડદા પાટુ ખમતી—હઠીલી.

વાત કરે ઈશ્વરના ઘરની, રહ્યું નહીં કાંઈ કમતી;
ભક્તાણી થઇ ભરમાવે બહુ, કોને ગ્રહી કો વમતી—હઠીલી.

ઉપ શમાવી ક્ષણ ઉપ શમતી, જબરા આગળ નમતી;
કર્યું સઉ ધૂળમાં મેળવતી, છુટી થઇને લજવતી—હઠીલી.

શક્તિ મહામાયા મહાકાળી, દુનીયાંને બહુ ધમતી;
બુદ્ધિસાગર શુદ્ધ રમણુતા, પ્રકટ થઈ સહુ દમતી—હઠીલી.

ભ. સં. ભા. ૮ પૃ. ૩૮૯.

—(૦)—

## આત્મપ્રભુની શોધ.

પ્રેમીડો બતલાવેરે, કોઈ મ્હારો, પ્રેમીડો.
પ્રેમી વિના હું નિશદિન ઝુરૂ, પ્રેમી મળે સુખ થાવેરે ! કોઈ.
પ્રેમ ન મળતો વાટે ઘાટે, સઘળુ શૂન્ય કહાવેરે ! કોઈ.
પ્રેમીના પ્યાલા પીધા જેણે, તેને કશુંએ ન ભાવેરે ! કોઈ.
જલ બીચમીન, કમલજળ જેવો, પ્રેમ પ્રભુ પરખાવેરે ! કોઈ.
બુધ્ધિસાગર આતમ સ્વામી, ભક્તિથી એમ ગાવેરે ! કોઈ.

ભજન સં. ભા. ૧ પૃ. ૧૧૬

## યોગ પદ.

(ધીરાના પદનો રાગ)

અલખ લ્હેરો લાગી રે, અગમ રૂપ દર્શાયું.
માયાનાં તાળાં ખુલ્યા રે, અંતર્ધાન પરખાયું. અલખ.

નાભિ કમળમાં નરખી નયણે,ઝળહળ ઝગમગ જ્યોત.
ચઢી શિખર પર જોતાં જોતાં, થયો મહા ઉદ્યોત !
અંધારે અજવાળું રે, બ્રહ્મ ગુફામાં જણાયું. અલખ

દુધમાં દૂધ પાણીમાં પાણી, જોતાં જાણી જુદાઇ
પંચ ભુતથી ન્યારો આતમ, જુઠી દેહ સગાઇ
તલમાંથી તેલ કાઢયુંરે, ઘાણીની સંગ કચરાયું. અલખ

ચાલે હાલે ખાવે પીવે, કબુ ન ભુલે ભાન.
વ્યહવારે વ્યવહરતો દીસે, અંતરમાં સુલતાન.
અંધો ન દેખે આંખે રે, બ્હેરાની આગળ બહુ ગાયુ. અલખ

ઘૂક બાલને દિવ્ય–દૃષ્ટિ થઇ, દિવાકર દેખાય.
કુટુંબ આગળ સત્ય કહે પણ, ગાંડો તેહ ગણાય.
બુધ્ધિસાગર તેવું રે, મહારા તો મન સમજાયું ! અલખ

ભજન–સંગ્રહ–ભાગ–૧ પૃષ્ટ–૧૯૦

---

## અવળી વાણી.

પીપળાના ઝાડપર, બેઠાં પંખી દોયરે !
તેમાં ગુરૂ ચેલો એક, જ્ઞાનથી જોયરે ! જી જી જી.

અગ્નિમાંથી જળ પ્રકટયું, નભ પહોંચ્યાં પાણીરે !
ગાયની કુખેથી મોટી સિંહણ વિયાણીરે ! જી જી જી.

દોનારી તે ખીલો દુવે, ભેંશ બેઠી રૂવેરે !
સતી તો વેશ્યાને ખાટે, જુગારીથી સુવેરે ! જી જી જી.

રાજા તો પ્રજાથી બીવે, અંધારૂ તો દીવેરે !
અજવાળુ તો અંધ દેખે, સઇને સોય શીવેરે ! જી જી જી.

તિલો તો ઘાણીને પીલે, ઉલટી એ વાણીરે !
બુધ્ધિસાગર લ્યાં શું જાણે, દુનીયાં દીવાનીરે ! જી જી જી.

ભ. સં. ભા. ૧ પૃ. ૧૮૧

---

# અવળી વાણી

(ધીરાના પદનો રાગ.)

લુંટાતો ધોળે દહાડેરે, ચૌટા વચ્ચે રાજા ખરો !
જુવે છે અંધ આંખેરે, સ્વામિજીની વ્હારે ચઢો !
ક્રૂર લુંટાયા, શૂર લુંટાયા, રંક અને શ્રીમાન !
પેટ ભરીને શેઠ લુંટાયા, નાગરને નાદાન !
મારો સ્વામી ભોળોરે, પીડા એની દૂર કરો !-લુટાતો. ૧

બીલ્લી પાછળ ઉંદર ધાયો, ઘાસ ઢોરને ખાય !
શિલા ધોબીને ધુવે, ત્યાં આરો કૌતુક થાય !
ભુમિપર મીન ચાલેરે, અગ્નિએ બળે પાણી ઝરો !-લુટાતો. ૨

શિષ્ય ગુરૂને નિત્ય ભણાવે, વાનર ભણતો વેદ !
નાટકીયાને દુનીયા પુજે, મોટાને મન ખેદ.
બુદ્ધિસાગર સમજીરે, માયા મહોદધિ તરો !-લુટાતો. ૩

ભ. સં. ભા. ૧ પૃ. ૧૮૨.

## અવળી વાણી.

(સોરઠ.)

હમને એ સબ જ્ઞાને દીઠા, અજ્ઞાનીકુ એઇ અનિઠા;
જ્ઞાની મનમેં મીઠા. હમને.

એક બુંદમેં અબ્ધિ સમાયો, સબ સંસાર સમાયા;
એક અનેક ન તે જન તુમ નહિ,તિહાં જા કર એ ગાયા. હમને.

ચંદ્રસે અગ્નિ જવલત હે ભારી, રવિ શિતલતા પ્રકાશે;
મૂષક ખાવે સબ સર્પોકુ, પંગુ ગગને વિલાસે. હમને.

એક નપુંસક વિશ્વકુ જીતે, નારી વિશ્વ નચાવે;
અંધક સાચુ નાણું પરખે, સંતકુ વેસ્યા ભાવે. હમને.

દાસકી ઇન્દ્ર કરત હય સેવા, ખદ્યોત રવિ હરાવે;
પલ્લવમેં સબ દુનીયાં ડૂબ ગઇ, ભરડ મહિ સ્થિર થાવે. હમને.

પૃથ્વિ ઉપર નાવ ચલત હે, ગૌઆસબ જગકુ ખાવે;
બુદ્ધિ સાગર ગુરૂ ગમ જાને, વહ શિવ સુખકુ પાવે. હમને.

ભ-ભા-૧૦-પુ ૨૦.

---

# પીજા અમિરસ પ્યાલી.

## સોરઠ.

આતમ ! પીજા અમિરસ પ્યાલી, જેની ઘેનથી જગત્ ભુલાતું,
પ્રકટે આનંદ લાલી. આતમ૦
જ્ઞાનની પ્યાલી અનુભવ કાફી પ્રેમ મશાલા વલી;
ધ્યાનની અગ્નિ થકીજ ઉકાળી, સંત યોગિજન પ્યારી. આ૦
અમિરસ પ્યાલી, પીતાં ખુમારી, પ્રકટે ન ઉતરે ઉતારી,
જન્મ મરણનાં સ્વપ્ન ટળે સહુ, પ્રેમે પીવો નરનારી. આ૦
આનંદ શાંતિની ઘેન ચઢે બહુ, નિર્મળ દિલ અજવાળી,
બુદ્ધિસાગર મસ્ત ફકીરો, બ્રહ્મ ખુદાઇ નિહાળી. આ૦
ભ. ભા. ૧૦ પૃ. ૮૮

---

## આતમ દેખો ! આતમ નૂરા !

(આશાવરી)

આતમ ! દેખો આતમ નૂરા ! અસંખ્ય પ્રદેશી ઘટઘટ વ્યાપક
આનંદ રસ ભરપુરા. આતમ.
દેહમેં હય ઓર દેહ સેં ન્યારા, આપોઆપ હજુરા;
દ્રષ્ટા દર્શન દ્રસ્યરૂ આપહિ, નિજ નિજ સેં નહિં દુરા–આતમ.
આતમ આનંદ અમૃત છંડકે, પી નહિં મોહ ધતુરા;
આપ સ્વભાવે ખેલો આતમ, પ્રકટે અનુભવ તૂરા–આતમ.
સબ જગકા સાક્ષિ નિઃસંગી, ચૈતન્ય બ્રહ્મ હે શૂરા;
બુદ્ધિસાગર અલખ નિરજન, વ્યાપક જગ મશહુરા-આતમ.
ભજન–સંગ્રહ–ભાગ–૧૦–પુ-૮૧

---

## આતમ અનુભવ ભાંગકુ પીના !

(આશાવરી.)

આતમ ! અનુભવ ભાંગકુ પીના, બ્રહ્મ જીવનસે જીના–આતમ.
ધ્યાન શિલાપર ગુણ મશાલા, વાટકેં કરને છીના !
શમતા જલસેં સમ્યક ધોના, ઉપયોગ હો લીના–આતમ.
દિલ પ્યાલામાં અનુભવ ભાંગકા, આનંદ રસકુ પીના;
બુદ્ધિસાગર આતમ ઉજાગર, પ્રકટે પરમ પ્રભુ ચિન્હા–આતમ.
ભજન સં. ભા. ૧૦ પુ ૯૨.

## ~: મહિલા ભૂષણ :~




### શા માટે વાંચવું જોઈએ.

૧ સ્ત્રીઓના વ્યવહારિક અને પારમાર્થિક ઉન્નતિના માર્ગો તે દર્શાવે છે.
૨ બાળ ઉછેરનું જ્ઞાન આપે છે. બાળકોને કેવી કેળવણી આપવી તેના રહસ્ય જણાવે છે.
૩ ગૃહવ્યવસ્થા શિખવે છે.
૪ વિધવાઓનું જીવન સંયમિત બનાવે છે. સમાજમાં તેઓ કેટલા ઉપયોગી કામ કરી શકે છે તે પ્રતિપાદન કરે છે.
૫ પ્રત્યેક અંકમાં ઉત્તમ નિબંધો અને સારી ટુંકી વાર્તાઓ તેમાં હોય છે
૬ હુન્નર ઉદ્યોગના લેખો પણ તેમાં લેવાય છે.
૭ તે એક સ્ત્રીના તંત્રીપણા નીચે પ્રકટ થતું માસિક છે. અને તે જૈન વનિતા વિશ્રામ જેવી પારમાર્થિક સંસ્થા તરફથી પ્રકટ થાય છે. આજેજ ગ્રાહક થાઓ. વાર્ષિક લવાજમ રૂા. બે.

વ્યવસ્થાપકઃ–'મહિલા ભૂષણ'–ગોપીપુરા, સુરત.

---

### સુપાત્રે દાન આપવાનું ઉત્તમ સ્થળ.

## શ્રી જૈન વનિતા વિશ્રામ.

ગોપીપુરા-સુરત.

આવી સસ્થા જૈન કોમમાં છે, કે જ્યાં તમારી સ્વધર્મિ બહેનો આશ્રય લે છે. માબાપ વિનાની ન્હાની બાળાઓને પણ વગર ખર્ચે દાખલ કરવામાં આવે છે.

ગામડાઓમાં જ્યાં ધર્મના શિક્ષણનું સાધન ન હોય તેવા સ્થળની બહેનો તથા બાળાઓને રખાય છે તેમ પોતાના ખર્ચે દાખલ થવા ઈચ્છા ધરાવતી હોય, તેને પોતાના ખર્ચે દાખલ કરાય છે. તેમજ જેને આશ્રમને ખર્ચે દાખલ થવું હોય તેને આશ્રમ તરફથી સર્વ સાધન પુરાં પાડવામાં આવે છે. બાળાઓને ઉત્તમ ગૃહિણી બનાવવાનું શીક્ષણ આપવામાં આવે છે. વિધવા બહેનોનું સાદુ અને સાધુ જીવન બનાવવા માટે પ્રયત્ન કરવામાં આવે છે.

—: શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થયેલા :—

## શ્રીમદ્ બુદ્ધિસાગર સુરીશ્વરની વિશ્વવિખ્યાત કલમથી

### આલેખાયલા નવિન ગ્રંથો



| નામ. | પૃષ્ઠ | કીંમત |
|---|---|---|
| પુજા સંગ્રહ ભાગ ૧ લો | ૪૧૬ | ૧-૦-૦ |
| ભજન પદ સંગ્રહ ભાગ ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ભજન પદ સંગ્રહ ભાગ ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૩૬૦ | ૧-૦-૦ |
| પૂજા સંગ્રહ ભાગ ૨ જો | | |
| સ્નાત્રપૂજા | | |
| શ્રીમદ્ દેવચંદ્રજી તેમનું જીવન અને ગુર્જરસાહિત્ય. | | ૦-૪-૦ |

### સંસ્કૃત ગ્રંથો

શુદ્ધોપયોગ.

દયા ગ્રંથ.

શ્રેણિક સુબોધ.

કૃષ્ણ ગીતા.

સંઘ કર્તવ્ય ગ્રંથ.

પ્રજાસમાજ કર્તવ્ય ગ્રંથ

શોક વિનાશક ગ્રંથ.

ચેતક બોધ ગ્રંથ.

સુદર્શન સુબોધ.

**પ્રથમ પ્રકટ થયેલા તથા ઉપરોક્ત ગ્રંથો નીચેને સરનામે લખી મંગાવી લેવા.**

**વકીલ મોહનલાલ હીમચંદ.**

પાદરા (ગુજરાત)